૪૮

## ગુર્જરીની ગૃહકુંજે

ગુર્જરીની ગૃહકુંજે!
અમારું જીવન ગુંજે ગુંજે —ગુર્જરી.
આંખ અમારી ખુલી અહીં પહેલી,
પગલી ભરી અહીં પહેલી;
અહીં અમારા યૌવન કેરી,
વાદળીઓ વરસેલી. —ગુર્જરી.
અહીં શિયાળે તાપ્યા સગડી,
કોકિલ સુણી વસંતે;
અષાઢનાં ઘનગર્જન ઝીલ્યાં,
રણઝણતા ઉર તંતે. —ગુર્જરી.
અહીં અમારાં તનધન અર્પ્યાં,
પૌરુષનિધિ સૌ ખર્ચ્યાં,
વિશ્વવાડીને સુફલિત કરવા,
નસ નસથી રસ અર્ચ્યા. —ગુર્જરી.
અમે ભમ્યા અહીંના ખેતરમાં,
ડુંગરમાં કોતરમાં,
નદીઓમાં નાહ્યા આળોટ્યા,
કુદરત પાનેતરમાં. —ગુર્જરી.
અહીં અમે રોયા કલ્લોલ્યા,
અહીં ઊડ્યા પછડાયા,
જીવનજંગે જગત ઘૂમ્યા પણ,
વિસરી નહિ ગૃહમાયા. —ગુર્જરી.

—સુન્દરમ



૪૯

## જન્મભૂમિ ગૂજરાત

જય જન્મભૂમિ ગૂજરાત, નમન તવ ચરણે!
જય મંગલમૂર્તિ માત, નમન તવ ચરણે!

ભારત માની હૃદયનન્દિની,
સુજલા સુફલા અમીરસ ઝરણી.
તુજ સેવા અમ સ્વર્ગ–નિસરણી
દિવ્ય દેશ ગૂજરાત, નમન તવ ચરણે!

જ્ઞાનવીર શ્રી કૃષ્ણચંદ્રની,
સત્યવીર ગાંધી મોહનની,
યુગલ જગદ્‌ગુરુકેરી જનની
પુણ્યભૂમિ ગૂજરાત, નમન તવ ચરણે?

લક્ષાવધિ હૃદયોમાં તારી,
રાજે રમ્ય છબિ સુખકારી,
સ્વર્ગાદપિ ગરવી મહતારી
ધન્ય ભૂમિ ગૂજરાત, નમન તવ ચરણે!

મૂક્તિ કૂચ કરે નરનારી.
સ્વતંત્ર કરવા ભારત સારી,
તું સોહે ત્યાં ઝંડાધારી,
વીર ભૂમિ ગૂજરાત, નમન તવ ચરણે!

શક્તિ અમારી તારે કાજે,
ભક્તિ અમારી તારે કાજે,
પ્રાણુપચારી તારે કાજે,
માતૃભૂમિ ગૂજરાત નમન તવ ચરણે!

આગે આગે સદાય આગે,
વધે ગુર્જરી અભિનવ ભાગે,
રોમે રોમે જીવન જાગે,
કર્મભૂમિ ગૂજરાત, નમન તવ ચરણે !

ઉષા ભવ્ય નવરંગી આવે,
આશાનાં અજવાળાં લાવે,
ઉદય-બીન અદ્‌ભુત બજાવે,
જય ગરવી ગૂજરાત, નમન તવ ચરણે !

—ચીમનલાલ ભટ્ટ



૫૦

## ગુર્જરી કોણ કહે કંગાલ ?

ગુર્જરી કોણ કહે કંગાળ,
માત મુજ મીઠી દીલ દરિયાવ !
મીઠી મનોહર વાણી તારી, ઉર ઉરમાં ગુંજાય,
રણકારો રૂપેરી ઘંટડી, જેવો મા તુજ થાય !
માત મુજ મીઠી દીલ દરિયાવ—ગુર્જરી.

અમારાં દીઠાં ભાગ્ય આજ,
અપર મા કરતી ઘરમાં રાજ !
તજાવી વણ અપરાધી માત,
બાળકો કરતાં આંસુપાત,
અવનીતળ પર શું અમ સરિખા હશે અભાગી લોક !
માત સગી સમ કોઇ પૂરે શું ઉરના, પારખી કોક !

હાય મુજ ઉર કૈં કૈં થઇ જાય,
હૃદય-સર મારું આ ડહોળાય—ગુર્જરી

લવે જન પામર વીણુ વિચાર,
કહો છો 'શું શાં પૈસા ચાર'
અમોને તેની શી દરકાર ?
અમારે મન તું હૈયાહાર!

ઓછી અધૂરી જેવી તેવી પણ મા તે તો મા,
સુખ દુઃખમાં પણ પ્રીતે પાની પોષણિયાં ઉરનાં.

ઉજળાં જગજૂનાં તુજ કુળ
વડી માના ભંડાર અખૂટ—ગુર્જરી.

મીરાં નરસૈંયે ભક્તિ-ગાન
અખાએ ગાયાં આતમ-જ્ઞાન
દયાએ રેલાવી રસધાર,
સજાવ્યા પ્રેમ ભટે શણગાર.
પીર નર્મદ શૂરો સતાન,
ભર્યો જુસ્સો દિશાભિમાનઃ

એ સહુ તારાં બાળ પનોતાં તું સેવી દિન રાત,
તે સેવે ગરવો ગાંધી ગઇ રજનિ થા રળિયાત;

અરે એ ઓજસ્‌નો અંબાર
ભરતો મા તારા ભંડારઃ
ગજવશે જગમાં જય જયકાર
ગુર્જરી કોણ કહે કંગાળ.

—કલ્યાણજી



## ૫૧

## ભાગ્યવિધાતા મહાસભા

હાંરે કોણ સાચું
સાચું સેવક હિંદ માતાનું, કોણ સાચું ?
(વૃંદ) મહાસભા ! મહાસભા !

પાંત્રીસ કોટિ હિંદીઓની
ભાગ્યવિધાતા મહાસભા ! મહાસભા !

હાંરે કોણ નીડર અડગ લડનારૂં,
કોણ આગે કદમ બઢનારૂં,
કોણ જંગે બહાદુર ઝૂઝનારૂં ? (વૃંદગાન)

હાંરે કોણ દુખિયાંની વહારે ધાતું,
કોણ શક્તિતણાં અમરત પાતું,
કોણ સ્વતંત્રતાના સ્વર ગાતું. (વૃંદગાન)

હાંરે કોણ દીનદલિત તણી પડખે ?
કોણ ખેડૂત મજૂર તણી પડખે ?
કોણ પૂર્ણ સ્વરાજ તણી પડખે ! (વૃંદગાન)

હાંરે કોની સાથે આજ ઊભા રહીશું ?
કોને દિલથી સાથ સદા દઈશું !
કોને કારણ સૌ કુરબાન થશું ? મહાસભા

—સુન્દરમ

૫૨

## સ્વતંત્રતા

એક આહ, એક આહ, એક બસ કૃપાનિગાહ
સ્વતંત્રતા ! સ્વતંત્રતા ! સ્વતંત્રાની પૂર્ણ લ્હાણ !
ઉગતી ઉષા તણી સ્વતંત્રતા !
એ વિરામ, એજ ધામ, સ્વર્ગ એ મહાભિરામ
સ્વતંત્રતા ! સ્વતંત્રતા ! સ્વતંત્રતાની પૂર્ણ લ્હાણ !
ખીલતાં ફુલો તણી સ્વતંત્રતા !
એક આજ કામકાજ, મુક્તિતણું એક સાજ,
સ્વતંત્રતા ! સ્વતંત્રતા ! સ્વતંત્રતાની પૂર્ણ લ્હાણ !-
સિદ્ધ થતા યોગીની સ્વતંત્રતા !
એક જાપઃબસ અમાપ, રાષ્ટ્ર ઉરે વ્યાપવ્યાપ,
સ્વતંત્રતા ! સ્વતંત્રતા ! સ્વતંત્રતાની પૂર્ણ લ્હાણ !
ઉડતા વિહંગની સ્વતંત્રતા !
શ્વાસ, શ્વાસ, પ્રાણ પ્રાણ, ઝરે જાપઃ મુક્તિ આપ !
સ્વતંત્રતા ! સ્વતંત્રતા ! સ્વતંત્રતાની પૂર્ણ લ્હાણ !
ઘૂઘતા સમુદ્રની સ્વતંત્રતા !
એક ઝાળ બાળ બાળ, રાષ્ટ્રતણાં બંધ જાળ,
સ્વતંત્રતા ! સ્વતંત્રતા ! સ્વતંત્રતાની પૂર્ણ લ્હાણ !
મુક્તકંઠ ગીતની સ્વતંત્રતા !
દીપ્તિના ઝગો ઉજાસ,
શક્તિના ઉગો પ્રકાશ
મુક્ત થતા રાષ્ટ્રની સ્વતંત્રતા !

—સુન્દરમ્



૫૩

## સ્વાતંત્ર્ય ગીત

(૧)

યુગ યુગ જૂનાં વજ્રસમાણાં, બંધન તૂટે આજ,
રોમે રોમે પૂરણ જેમે, સ્વતંત્ર સંગીત બાજે,
જીવનસિદ્ધિ આવે, નવજીવન રસ લાવે,
સંજીવની જય દેવી!
જનમનમોહિની શકિત જય હે! સ્વતંત્રતા જય દેવી!
જય હે! જય હે! જય હે! જય જય જય જય હે!

(૨)

સ્વતંત્રતાની જ્યોતિ જાગે, શૂર વધે સંગ્રામે,
શિરને સાટે, મુકિત માટે, ઘૂમે રણ-મેદાને,
આગે આગે આગે, પ્રચંડ જય જય નાદે,
યૌવનમૂર્તિ દેવી!
જય અભયંકરી જનની જય હે! સ્વતંત્રતા જય દેવી!
જય હે! જય હે! જય હે! જય જય જય જય હે!

(૩)

સ્વતંત્ર વાયુ સ્વતંત્ર વારિ, સ્વતંત્ર નર ને નારી
સ્વતંત્ર ઉંચે વ્યોમ વિરાજે, સ્વતંત્ર ભારત મારી!
વદી જા સુંદર વદી જા, પારતંત્ર્યની છાયા!
હે સ્વતંત્રતા દેવી!
સ્વરાજ્ય તુંહી, સુરાજ્ય તુંહી, સ્વતંત્રતા જય દેવી!
જય હે! જય હે! જય હે! જય જય જય જય હે!

(૪)

સ્વતંત્ર જન્મું, સ્વતંત્ર જીવું, સ્વતંત્ર મરવું યાચું,
સ્વતંત્રતાની પાંખ પલાણી, સ્વતંત્ર નૃત્યે નાચું,
સ્વતંત્રતા ધ્રુવતારા, જીવનની રસધારા,
જન્મસિદ્ધ જય દેવી!
સ્વતંત્રતા, જય સ્વતંત્રતા. જય સ્વતંત્રતા જય દેવી!
જય હે! જય હે! જય હે! જય જય જય જય હે!

—ચીમનલાલ ભટ્ટ



૫૪

## એક દિન એવો આવશે

એક દિન એવો આવશે
જ્યારે અમીઝરણો ઝરંતાં પૃથ્વીનેય પલાળશે,
એક દિન એવો આવશે.
કળિકાળમાં પણ વીર એવા આર્યભૂમિમાં પાકશે.
નિજ વીર્યથી ભૂમિ ભક્તિથી આ સૃષ્ટિનેય ધ્રુજાવશે એક૦
રામ અર્જુન ભીષ્મ જેવા, કર્ણ સંગ પ્રતાપને,
હમિરાજ યોગીરાજ, ગુર્જરરાજનેય ભુલાવશે. એક૦
શિબિરાજ ભગિરથરાજ સમ પરમાર્થજીવન ગાળશે,
મેવાડના ભડ ભીષ્મ, ચંદારાજને વિસરાવશે. એક૦
પરબ્રહ્મનિષ્ઠ વસિષ્ઠ વિશ્વામિત્ર ઋષિના પાદને,
પ્રેમે નમી નિસ્વાર્થ નેતા આર્યદેશ ઉદ્ધારશે. એક૦
આત્મબળ પામી બધા આ પુત્ર ભારત વર્ષના,
નિર્ભય તણી મૂર્તિ બની સૌ સ્વાર્થને તુચ્છકારશે. એક૦

આ દેહ કાચો કુંભ આત્મા નિત્ય દિવ્ય પ્રકાશશે,
દૃઢ સત્ય પર એ શત્રુના-સંગ્રામમાં સૌ ચાલશે. એક૦
આ દુઃખ ને ભૂખના પડે પોકાર ચારે દિશથી,
ત્યાંથીય મંગળ ગીતના ધ્વનિ મંદ મધુરા ચાલશે. એક૦
મરુ દેશના જેવી ઉજ્જડ ભૂમિ સર્વે ભારતવર્ષની;
ફળ ફૂલથી લચી સુંદરી સમ એકલી અહીં મ્હાલશે. એક૦
અહીંથી મહાવીર મ્હારથી ટંકાર કરતા શસ્ત્રના,
પરદેશમાં જઈ રાજ્યના શુદ્ધ ધર્મને શિખવાડશે. એક૦
પૂર્વે થયા ન્હોતા વળી સ્વપ્ને ન તર્ક્યા વીર તે,
આ પૃથ્વીને કરી સ્વર્ગ સર્વે દેવનેય ઉતારશે. એક૦

—મગનભાઈ પટેલ



૫૫

## માજી હવે ઉજળી થાશે રાત

માજી હવે ઉજળી થાશે રાત અંધારી આથમી રે લોલ.
વહાણલાં વાશે થાશે પ્રભાત, દુઃખડાં જાશે શમી રે લોલ.
માજી તારા દાન દયાના વીર, ધીરવીર જાગશે રે લોલ.
જાગશે સાવજ, ચીતા, વાઘ કેશરી ત્રાડશે રે લોલ.
જાગશે રામ વિનામાં રામ ગર્વ ગંજન થશે રે લોલ.
જાગશે, જાગશે જાદવચંદ્ર, અધમ ઉદ્ધારશે રે લોલ.
જાગશે મેવાડી ભડવીર, પ્રતાપનાં પણ ઘણાં રે લોલ.
માજી એને યુગયુગના ઉપવાસ, કરશે પારણાં રે લોલ.
મંદ મૃદુ હિમાળાના વાય, ઉત્તરના વાયા જશે રે લોલ.
માજી જશે રોગદોગ શોકનાં ધોક, શીતલતા શાંતિ થશે રે લોલ.

ઝરશે અમી ઝરતા વરસાદ, ભૂમિ ભીંજાવશે રે લોલ.
ક્યારેક કલ્પતરુનો પાક કણના કળશી થશે રે લોલ.
માજી એવા મોં માગ્યા વરસાદ કુંદનના વરસશે રે લોલ.
આવતી સાગરીયાની છોળ રતનચોક રેલી જશે રે લોલ.
માજી તારો ભાગ્યસવિતા ભર્ગ સિંચતો ચઢતો જશે રે લોલ.
પ્રભુના શરદપૂનમના ચંદ્રસમો થંભી જશે રે લોલ.
માજી તારૂં ભારત બનશે સ્વર્ગ, નંદનવન ઝાંખું થશે રે લોલ.
માજી તારો જય જય જય જયકાર જગત ગણુ ગાજશે રે લોલ.

—વિહારી



૫૬

## જન્મભૂમિનું જય મંગળ

જય મંગળ પ્રિય જન્મભૂમિનું ગજાવીએ :–
ભગીરથ સમ વિરલ વીર ભારતી સુભટ સુધીર,
ઉર સમુદ્રને હિમાલયે ઉછાળીએ...જય૦
જનની અંક ઝુલીએ, ઝનુની રંગ ઝીલીએ,
આત્મબળ ઉજાશથી બધું ઉજાળીએ...જય૦
સત્યઅર્થ સજ્જ થાઓ વિજય વાવટો ઉડાવો,
વીર ધર્મથી ધરા સદા ધ્રુજાવીએ...જય૦
સત્યથી સચવાય સ્વત્વ, સમજીએ થઈ પ્રવૃત્ત,
ધુમીએ ઝઝુમી જંગ તો મચાવીએ...જય૦
ભૂતળ ફોડી ફેડીએ, ઉંડી જડો ઉખેડીએ,
દોર ને દમામ દેશનો જમાવીએ...જય૦
સ્થિતિ સમય સ્વીકારીએ પ્રવૃત્તિ યત્ન યોજીએ,
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ...જય૦

માત દીન દુભાય છે સપુત ! પીડા પીછાનીએ
દુઃખ દિપાવીએ ઉમંગને વધાવીએ...જય૦
દેશ-સેવના સ્વધર્મ, અન્ય ન કર્તવ્ય કર્મ,
આત્મભાવથી બધું પ્રભુમય પિછાનીએ...જય૦

—લલિત



૫૭

## ધન્ય ઘડી

ધન્ય ઘડી ને ધન્ય દિવસ આ
જો જો ના ભુલાય—
હાં જો જો ના ભૂલાય.
કુંભકર્ણના બની સહોદર,
સદીઓ ભર એવી જે નિંદર,
ચલો ફગાવો ભીષણ વિષધર,
આગેઆગે દુનિયા આખી વેગે વહી જાય,
હાં વેગે વહી જાય—ધન્ય.
સર્વોદયની ઉષા ચમકતી,
લોકહૃદયને રસબસ કરતી,
આશાની દીપમાળ પ્રગટતી,
શક્તિનાં અજવાળાં રોમે રોમે પથરાય,
રોમે રોમે પથરાય—ધન્ય.
ચઢો હિમાલય અવિચલ નિશ્ચય,
પડો આખડો નહીં પરાજય,
કર્મવીરનો થાય સદા જય,
અખૂટ ભાથું શ્રદ્ધા કેરૂં શિખર પર લઈ જાય,
હાં શિખર પર લઈ જાય—ધન્ય.

—ચીમનલાલ ભટ્ટ



## ૫૮

## ધન્ય ઘડી આજે

જાગો ઓ હિંદ બાળ,
સુપ્રભાત રાજે;
જાગો ભારત કુમાર,
ધન્ય ઘડી આજે — જાગો.

હૃદય હૃદય એક ગાન,
રોમ રોમ એક તાન;
મુક્ત કંઠ, મુક્ત પ્રાણ,
ગગન ભરી ગાજે—જાગો.

ત્રીસ કોટી દેહ ભલે,
આત્મજ્યોત એક જલે;
શક્તિ ભક્તિ સાથ મળે,
જન્મભૂમિ કાજે — જાગો.

ના સુરાજ્ય, ના કુરાજ્ય,
ના નહીં વિદેશી રાજ્ય;
જયસ્વરાજ્ય, જયસ્વરાજ્ય,
જીવન ગીત ગાજે—જાગો.

બંધ સકલ છિન્ન થાઓ,
તિમિર દૂર દૂર જાઓ;
સર્વ ઉદય સિદ્ધ થાઓ,
એ જ આશ આજે — જાગો.

થાક નહીં, જંપ નહીં,
પરમ નેમ એક સહી;
પ્રેમ મત્ત ચિત્ત મહીં,
મુક્તિ બીન બાજે—જાગો

મુક્તિનું સુપર્વ આજ,
મુક્ત મુક્ત ગગન આજ;
મુક્ત હૃદય માહીં આજ;
ભારતી વિરાજે — જાગો.

—ચીમનલાલ પ્રા. ભટ્ટ



૫૯

## તમારી આત્મશ્રદ્ધા તો

દિવાલો દુર્ગની ફાટે તમારા કેદખાનાની,
તૂટે જંજીરે લોખંડી તમારી આત્મશ્રદ્ધા તો.
તમારા માર્ગમાં ઊભા પહાડો યે ખસી જાશે,
બિયાબાં માર્ગ દઈ દેશે તમારી આત્મશ્રદ્ધા તો.
ઊતરવા સાત સાગર જો તમારા પથ્થરો તરશે,
વિના નૌકા સફર થાશે તમારી આત્મશ્રદ્ધા તો.
જવું આકાશમાં ધારો ન વાયુ–યાન પાસે છે,
વિના પાંખે ઊડી જાશો તમારી આત્મશ્રદ્ધા તો.
થશે વિદ્યુત ને વાયુ તમારા દાસ અગ્નિ યે,
વરસશે મેહ માગ્યા જો તમારી આત્મશ્રદ્ધા તો.
હજારો રોગની જ્વાળા દવાના બુંદના વિના,
બુઝાશે શાંતિ સિંચાશે તમારી આત્મશ્રદ્ધા તો.
દિગંબર સાધુને ચરણે સિકંદર શાહ નામે છે,
ગળે સૌ ગર્વ ભૂપતિના તમારી આત્મશ્રદ્ધા તો.
ઉજગરની બાળકાથી નો વિરોધ્યા દૂધ પીએ છે,
પ્રકટશે પથ્થરે પ્રભુજી તમારી આત્મશ્રદ્ધા તો.

કલ્યાણજી



જ્યોતિ જ્યોતિ ઘર ઘર જો સળગ્યો, રોતી રોતી શું માગું ?
શિર કાપી ખપ્પરમાં નાંખો, કરો કાળજું આઘું !
ખપ્પર ભરો ભરો હો ! ૫

એક કેસરીની ત્રાડે તો ભરી દિસે વનવસ્તી,
એક વીર રાજા મસ્તીમાં કરુણતણી કયાં હસ્તી !
ખપ્પર ભરો ભરો હો ! ૬

અધ ઉઘડયાં છે દ્વાર પ્રભાનાં; ઓ ભૈયા ! ઝટ આવો !
ખપ્પર મારું ભરો વીરત્વે ! પૂર્ણ પ્રભા રેલાવો !
ખપ્પર ભરો ભરો હો ! ૭

—ખબરદાર



૬૨

## જાગો વીરા

જાગો વીરા ઓ જાગો,
સુણી રણઝણતા રણનાદ.
થઈ સજ્જ સહુ ઝુકાવ઼,
કરવા ભારત આઝાદ.
ચાલો ચાલો ઝટ ચાલો,
કરી દુશ્મનને પડકાર,
નિજ ભારતભૂમિનો જગમાં,
વરતાવો જય જયકાર ! ૧

સત્ય અહિંસા, શાન્તિ,
અભેદ્ય થશે હથિયાર,

ધમ ધમ ધરતી, ધ્રુજવશું અમ દેશતણાં કરી ગાન,
જય જય જય નાદ કરીશું દઈશું મોઘા અમ પ્રાણ;
એ ભક્તિ વશી ઉર તે શી દેજો શક્તિ પરમેશ,
અમે હિંદી હિંદી હિંદી છે હિંદ અમારો દેશ.

—ખબરદાર



૬૧

## ખપ્પર ભરો ભરો

ભર ભર મારું ખપ્પર ભૈયા ! ઓ ભારતના વાસી !
ઘર ઘર ભીખું હરનિશ ફરતી, હું જુગ જુગની પ્યાસી
ખપ્પર ભરો ભરો હો—ધ્રુવ.

ક્ષણુ ક્ષણુ ગણતાં મન શોષાયું, શોષાયું તન ત્રાસી,
બાર બાર સૈકાથી ભટકું, અરે અરે ઉપવાસી;
ખપ્પર ભરો ભરો હો ! ૧

અંજલિ નાખે ખોબો નાખે, નાખે કો ભર પ્યાલી,
જુગસદું તળિયું દે શોષી, ખપ્પર તો રહે ખાલી;
ખપ્પર ભરો ભરો હો ! ૨

ઓ ભૈયા ! જુગના જુગ વીત્યા, હવે નહિ એ ચાલે;
નદ ઉલટાવો, સિંધુ ભરાવો—છલ છલ ભરો ઉછાળે !
ખપ્પર ભરો ભરો હો ! ૩

ગાજવીજને મૂશળધારે રેલ રેલ જગ જાતી,
એક આપને નવ ચોમાસું વાર ! તૃષા ન છિપાતી,
ખપ્પર ભરો ભરો હો ! ૪

જ્યોતિ જ્યોતિ ઘર ઘર જે સળગ્યો, રોતી રોતી શું માગું ?
શિર કાપી ખપ્પરમાં નાંખો, કરો કાળજું આઘું !
ખપ્પર ભરો ભરો હો ! ૫

એક કેસરીની ત્રાડે તો ભરી દિસે વનવસ્તી,
એક વીર રાજા મસ્તીમાં કરુણતણી ક્યાં હસ્તી !
ખપ્પર ભરો ભરો હો ! ૬

અધ ઉઘડયાં છે દ્વાર પ્રભાનાં; ઓ ભૈયા ! ઝટ આવો !
ખપ્પર મારું ભરો વીરત્વે ! પૂર્ણ પ્રભા રેલાવો !
ખપ્પર ભરો ભરો હો ! ૭

—ખબરદાર



૬૨

## જાગો વીરા

જાગો વીરા ઓ જાગો,
સુણી રણઝણતા રણનાદ,
થઈ સજ્જ સહુ ઝુકાવે,
કરવા ભારત આઝાદ.
ચાલો ચાલો ઝટ ચાલો,
કરી દુશ્મનને પડકાર,
નિજ ભારતભૂમિનો જગમાં,
વરતાવો જય જયકાર ! ૧

સત્ય અહિંસા, શાન્તિ,
અભેદ્ય થશે હથિયાર,

ભુક્કાં બનશે દુશ્મનનાં
તીર, તોપ તથા તલવાર;
કરી કેસરિયાં સહુ ચાલો,
જગે મ્હાલો નરનાર.
નિજ ભારત ભૂમિનો જગમાં,
વરતાવો જય જયકાર ! ૨

ભારતની ઉન્નતિ અર્થે,
સહુ મોહ વિદેશી છોડો,
ભારતની મુક્તિ માટે,
જુલમી સત્તાને તોડો;
વળી ધીર ધરી મૂંઝાવો,
આ સ ર કા ર,
નિજ ભારતભૂમિના જગમાં,
વરતાવો જય જયકાર ! ૩

અવસર અણમૂલ જો જાશે,
આઝાદ કદી રીત થવાશે !
સૈકાં કૈં વીતી જાશે,
નહિ તો ય કદી ઊગાશે;
જગે ઝુકાવો જલ્દી,
તજી દો ડર સૌ આવાર,
નિજ ભારત ભૂમિનો જગમાં,
વરતાવો જય જયકાર ! ૪

૦

૬૩

## પૂજારણ

હું તો પૂજારણ હો ! ભારત માતની;
આવોને પૂજીએ હો બ્હેન,
પૂજારણ હો ! ભારત માતની !

મ્હારો પૂજાપો બ્હેન ! આજ તો ઊણો અધૂરો;
પૂજાના ભવ્ય ઉર-કોડ, પૂજારણ હો !

મ્હારે પૂજામાં બ્હેન ! અર્પવાં ભક્તિનાં ફૂલડાં;
આશાનો ચેતવું પ્રદીપ, પૂજારણ હો !

દેવીનાં ચરણે બ્હેન ! રાખવું હૈયું આ રમતું;
આરતીએ મુક્તિ તણાં ગીત, પૂજારણ હો !

સાધવા સ્વરાજ્ય મ્હારે બ્હેન ! માંડવા યજ્ઞો અમોલા;
દેવાં છે દેહ બલિદાન, પૂજારણ હો !

આવો તો પૂજીએ બ્હેન ! આજ સૌ ભેળાં મળીને;
હૈયું બન્યું હવે અધીર, પૂજારણ હો !

—જ્યોત્સ્ના શુક્લ



૬૪

## જય માતૃભૂમિ

જય માતૃભૂમિ ભક્તિ થકી નીત સ્તોત્રો તારાં ગાઇએ,
તુજ ચરણ નમી ધન્ય ધન્ય અવતાર અમારો માનીએ-જય.
જ્યાં વેલી ફળો ફુલથી લચતી,
જ્યાં પુનિત સરિતાઓ રમતી,
જ્યાં કુદરતની લીલા હસતી — જય.
જ્યાં વેદ પુરાણ સ્મૃતિ ઝાઝી,
શ્રી કૃષ્ણે ગાયાં ગીતાજી,
જેણે વિદેશીને નાખ્યાં આંજી — જય.
જ્યાં રામ કૃષ્ણ અર્જુન વીરા,
જ્યાં ધર્મરાજ હરિચંદ્ર હીરા,
જે દેશ તણા હુતા હીરા — જય.
જ્યાં વશિષ્ઠ આદિ સપ્તર્ષિ,
વળી જનક સમાણા રાજર્ષિ,
જ્યાં થઈ ગયા બહુ બ્રહ્મર્ષિ — જય.
સાવિત્રી સીતા સમ સતીઓ,
મૈત્રેયી ગાર્ગી મહામતિઓ,
જ્યાં થઈ ગઈ બહુ ગુણવતીઓ — જય.
જ્યાં વીરાંગના રણમાં ઘૂમી,
નિજ નામ દીપાવ્યાં રણ ઝઝૂમી,
એ દેશ અમારી જન્મભૂમિ, — જય.
અમ અંતર દેશહિતો ધરશું,
અમ માત કાજ કષ્ટો સહશું,
વળી પ્રાણાર્પણ પ્રેમે કરશું — જય.

૬૫

## હિંદવાસીની રે લોલ

જનની જગદંબા રૂપ ધારીને રે લોલ,
આવી કુમકુમ પાઢવે હું આજ,
હિંદ વાસિની રે લોલ દેશને ગજાઉં ફરી વિશ્વમાં રે લોલ.

પૂર્વના પ્રદેશ સર્વ જાગિયા રે લોલ,
હું જગાવે જાગશે આ હિંદવાસિની રે લોલ. દેશને૦

આર્યાવર્તની જે શ્રેષ્ઠ સાધવી રે લોલ,
જાનકીથી હું બનું અધિક હિંદવાસિની રે લોલ. દેશને૦
ગૌરવે ભરેલી ભવ્ય માનિની રે લોલ,

દ્રોપદીથી હું બનું અધિક હિદવાસિની રે લોલ. દેશને૦
દેવને જીતેલ રાજ-યોગિની રે લોલ,
સાવિત્રીથી હું બનું અધિક હિંદવાસિની રે લોલ. દેશને૦

જ્ઞાનના અગાધ પથે મ્હાલતી રે લોલ,
ગારગીથી હું બનું અધિક હિંદવાસિની રે લોલ. દેશને૦

વીર ક્ષત્રિયાણી મધ્ય કાળની રે લોલ,
દાખવું હું ઓર ક્ષાત્ર તેજ હિદવાસિની રે લોલ. દેશને૦

પૂર્વનો પ્રભાવ હજી આંજતો રે લોલ,
ભાવિને બનાવું હું અપૂર્વ હિંદવાસિની રે લોલ. દેશને૦



૬૬

## કૂખને દીપાવજે

સાચો શહીદ બની ખેલજે હો વીર !
માતાની કૂખને દીપાવજે.

બાપુનાં વેણુ મા ઉથાપજે હો વીર !
માતાની કૂખને દીપાવજે.

ભારતનો જોગી ઝુઝે સાગરને કાંઠડે;
હાકલે ચેતના જગાવજે હો વીર !
માતાની કૂખને દીપાવજે.

ખાદીના વાઘા ટોપ ખાદી સજાવશે;
સુદર્શન ચક્રે ચઢાવજે હો વીર !
માતાની કૂખને દીપાવજે.

અહિંસાનો જાપ જપે શાન્તિ ઉર ધારજે;
સત્ય શર શત્રુને હઠાવશે હો વીર !
માતાની કૂખને દીપાવજે.

સૈનિક બની તું વીર મોખરે ધપાવજે;
જંજીરે જડાતાં મા હારજે હો વીર !
માતાની કૂખને દીપાવજે.

તાપે તપાવે ઘોગ ધીખે ધખાવશે;
તાપ ફૂટે આંસુ મા રેલાવજે હો વીર !
માતાની કૂખને દીપાવજે.

માનવની નેક એક, જીવની ટેક એક;
મરણાન્તે વીર તું નિભાવજે હો વીર !
માતાની કૂખને દીપાવજે.

—શાંતિકુમાર

૬૭

# તુજ વિના કોણ?

રાગ–પ્રભાત

જાગ જુવાનિયા, હિંદ જાયા શૂરા,
તુજ વિના સૈન્યમાં કોણ જાશે?

સેંકડો સૈનિકો આજ ટોળે મળ્યા,
તું નહિ સૈન્યમાં ભરતી થાશે?

હિન્દ માતા તણી લાજ લૂંટાય છે,
તુજ વિના કોણ રક્ષા જ કરશે!

ધન અને ધાન્ય વિણ રંક રીબાય છે,
દુઃખડાં દીનનાં કોણ હરશે?

હિન્દની લક્ષ્મી પરદેશ ઘસડાય છે,
તુજ વિના બંધ તે કોણ કરશે!

હિન્દના હુન્નરો હર્ષથી પોષવા,
તુજ વિના કોણ પ્રયત્ન કરશે?

દુષ્ટ સત્તા તણા દુષ્ટ જે કાયદા,
તેની સામે વળી કોણ થાશે?

કાયદા તોડીને, દેશની દાઝથી,
જેલની રાબ તે કોણ પીશે?

મૂઠી મીઠું નહિ. .છોડતાં મૂઠીથી,
ગના માર તે કોણ ખાશે?

ધરૂ પીનારને શાન્તિથી વિનવતાં,
જેલના મહેલમાં કોણ જાશે?

દેહના દુઃખને સુખ સમ ગણી લઇ
દેશનાં કાર્ય તે કોણ કરશે?

દેશ કાજે જીવન દેશ કાજે મરણ
તુજ વિના એવું પણ કોણ લેશે?

દેશની દાઝથી ખુલ્લી છાતી કરી
ગોળીને ફૂલ ગણી કોણ રહેશે?

દેશ કાજે કરી કાય કુરબાનને
તુજ વિના અમર તે કોણ થાશે?



૬૮

## જુવાનિયા સૌ જાગો

ભારત જનની દૂધ દિપાવો જુવાનિયા સૌ જાગો,
પ્રભુ નામ લઈ જંગ ઝુકાવો જુવાનિયા સૌ જાગો;
ત્રીસ કોટિની પાલક જનની, હાક મારી રહી ભારત જનની;
શું સૂતા છો ચઢો જંગમાં, જુવાનિયા સૌ જાગો.
ભૂખ્યા પેટે સહો કરોડો, દાઢે પથરે બંધુ કરોડો;
વસ્ત્ર વિદેશી હરામ કરજો, જુવાનિયા સૌ જાગો.



૬૯

# કર્મભૂમિ

કર્મભૂમિ પૂજવાને જઇએ રે
હો બ્હેનીઓ કર્મભૂમિ પૂજવાને જઇએ.
શંખનાદ જોરથી ફૂંકાય છે,
હો બ્હેનીઓ કર્મભૂમિ પૂજવાને જઇએ.
જુલ્મની લગામ સામે ધૈર્યથી ઝઝૂમતાં.
વીર એ ખેડૂતને વધાવીએ
હો બ્હેનીઓ કર્મભૂમિ પૂજવાને જઇએ.
સત્ય ટેક પાળવા રણે ચડી ઊભા રહ્યા,
નીરખીને ત્યાગ ધન્ય થઇએ રે,
હો બ્હેનીઓ કર્મભૂમિ પૂજવાને જઇએ.
લોભ બીક મૃત્યુને જરીય ના પિછાનતી,
નારીઓને નેહે નમન કરીએ રે,
હો બ્હેનીઓ કર્મભૂમિ પૂજવાને જઇએ.
મુક્ત દેશ-મુક્ત આણ મંત્ર-એ શિખાડતા,
બારડોલીને સહુ પ્રણમીએ,
હો બ્હેનીઓ કર્મભૂમિ પૂજવાને જઇએ.

—જ્યોત્સ્ના શુકલ



૭૦

## જનની સેવન

જનની સેવનનો મધુમધુરો અવસર ક્યાં મળે રે.
અવસર ક્યાં મળેરે, જગ જીવ્યું ફળે રે,
નવનિધિ લાડે નિશદિન ઝૂલવે.
ઉરહીર પાતી હૈયે હુલવે.
અલ્પ સાદું પણ અમિત ભારનું ક્યાં વળેરે. જનની૦

પ્રભુપુર ગૌરવ વદને મલકે
મંજુલ મોહક અંતર ઝલકે.
નવનવ સાજે શીખ દે સાને પળે પળે રે. જનની૦

ઉત્તમ શોણિત જનની કાજે
રેલાયે શું વધુ કહેવાશે.
કિસ્મત ક્યાંથી ભારતીહિત કાયા ઢળે રે. જનની૦

—ડા. ચંદુલાલ.



૭૧

## તમે કેમ હૈયાસૂનાં છો ?

તમારાં કાળજાં શેનાં છે?
તમારા દિલમાં દયા છે?
તમે કેમ હૈયાસના છો? ધ્રુવ૦

દેશમંહીં આ દવ લાગ્યો ને સળગી મહેલમહોલાત,
ભૂખિયા વાગ્યા, માતના જાયા ધાજે દેશની વહાર,
તમે કેમ ઊંઘમાં ઘોરો છો?—તમે કેમ૦

શુરલા જાગ્યા, વીરલા જાગ્યા, જાગ્યાં ભડ બહાદુર,
મસ્તકના મેલનારા જાગ્યા, તનના ફેડણહાર,
અમીરાઇ ઠેસમાં ઠેલણહાર. —તમે કેમ૦

માતને આજે આંખ બળાપા, લોકને નિત અપવાસ
લાલ પીળાં ત્યારે ચીર તમારે ભોજન ને મુખવાસ.
ગુલાલી ગેલ કરો છો રે —તમે કેમ૦

ગેલ કરો, તમે ખેલ કરો, ને ભૂલો તમારા ભાઇ;
ઊંઘમાં કે અજ્ઞાનમાં પેલો પારકો ચૂસી જાય.
તેને દો છો મૂઠીએ મૂઠી રે—તમે કેમ૦

લાજલૂંટાતી, લખમી જાતી, ભૂખની ચ્હેયો લાગી;
અન્નવિહોણાં, વસ્ત્રવિહોણાં, ઘરવિહોણાં અભાગી.
પડોશી તમ છે લાખો લાખ —તમે કેમ૦

રોટલો ખોયો, ઓટલો ખોયો, ખોયાં ચોટાં ને ચોક
ગેલમાં ખેલમાં પારકો તારે આવી ભરાયો ગોખ.
તમોને દાસ બનાવ્યા રે —તમે કેમ૦

પારકો જાયો પેટ તમારું ચીરીને ચૂસી ખાય;
હોંશથી એને શીરોપૂરી તમે ખવાડો ભાઈ.
ભાંડુ ભલે ભૂખથી માર્યાં જાય—તમે કેમ૦

આટલું તેથી ભૂખ્યો ભાંડુ પેટ બતાવી માગે;
આટલું આજે નાગો ભાંડુ અંગ બતાવી માગે.
તારા દિલમાં રામ જો જાગે —તમે કેમ૦

ભાઈ ! ના માગું શીરાપૂરી, માગું ના હીરનાં ચીર,
વેંતનો મારો પેટનો ખાડો પૂરવા માગું ખીર.
માગું ચાર હાથનું લૂગડું રે—તમે કેમ૦

ભીખ ના માગું; દાન ના માગું, માગું ના મફત કાંઈ;
બે પૈસાની રોજી માગું, મહેનત માગું કાંઈ.
મારો જરા માલ તું લેને રે—તમે કેમ૦

મેં આ પીંજ્યું, મેં આ કાંત્યું, વણ્યું મેં દિવસ રાત;
જાડું ઝીણું કાપડ કીધું, જેવી તેવી ભાત;
મથ્યો ચાર દામની આશે રે—તમે કેમ૦

કોમળ તારી કાયા જાણું, જાણું તું પૈસાદાર;
જાડું મારું કપડું એના ખૂંચે તને તાર;
વિદેશી તો વહાલું લાગે રે—તમે કેમ૦

તારે બ્હેન છે પીડા આ તો માલ નઠારો જાડો;
મારી પીડા બ્હેન તું જાણે, પેટમાં મારે ખાડો?
મઝા તારે આપદા મારે રે—તમે કેમ૦

બહેન તું મારી, ભાઈ તું મારો, દિલમાં તારા રામ;
પગ આગળ ટળવળતાં તારાં ભાંડુને ઠેલી તમામ.
વિદેશી અમથી વહાલો શું?—તમે કેમ૦

લખમી તારી વિદેશમાં શું આંખ મીંચી ઠેલીશ?
ભૂખ્યા તારા ભાઈને પેટે પગ તારો મેલીશ?
કમાવા રોટલો દેને રે—તમે કેમ૦

રોટલો માગું, મહેનત આપું, માગું ના પાઈ હરામ
કરોડ તારાં ભૂખ્યાં ભાઈના દિલમાં રહેતો રામ.
તારી કને આટલું માગે રે,
મને ખાવા રોટલો દેને રે,
દિલે તારા રામ જો જાગે રે.—તમે કેમ૦

—સુંદરમ્

૭૨

## આનંદ છે રે લોલ

અમે ફાધાં કેસરિયાં આનંદ છે રે લોલ.
અમે મુક્તિપંથ પળિયા આનંદ છે રે લોલ.
અમે સત્યધર્મ સાધ્યા આનંદ છે રે લોલ.
અમને પ્રેમપંથ લાધ્યા આનંદ છે રે લોલ.
અમે અહિંસાને ધરશું આનંદ છે રે લોલ
અમે શાંત ક્રાન્તિ કરશું આનંદ છે રે લોલ
અમે મુક્તિ માટે મરશું આનંદ છે રે લોલ
અમે મરતાં નહિ ડરશું આનંદ છે રે લોલ.
આવે જેલ જવા વારો આનંદ છે રે લોલ.
પડે લાઠી તણા મારો આનદ છે રે લોલ.
ભલે કરે ગોળીબારો આનંદ છે રે લોલ.
થાએ બંદૂકના બારો આનંદ છે રે લોલ.
ચાલે બૉંબ તણો મારો આનંદ છે રે લોલ.
ચાલે સમશેરની ધારો આનદ છે રે લોલ.
ભલે લોહીથી રંગાશું આનંદ છે રે લોલ.
તોયે બીરુ નહિ થાશું આનદ છે રે લોલ.
લીધી નેમ પૂર્ણ કરશું આનંદ છે રે લોલ.
અમે ધર્મયુદ્ધ મરશું આનંદ છે રે લોલ.

—પંકજકાંત

## ૭૩

## ખદ્દર દેવ

ગાંધીજી ગુજરાત આવ્યા, ખાદીનો પેગામ લાવ્યા.
રેંટિયા ને શાળ લાવ્યા, ઘર ઘરનું સ્વરાજ લાવ્યા.
હાથે લોઢીને રૂ લાવ્યા, હાથે પીંજી પૂણીઓ લાવ્યા;
હાથે કાંતેલ સૂતરની, હાથ વણેલી ખાદી લાવ્યા.

ઘરઘરથી નરનારી આવો, બુઢ્ઢાં ઓ ડોશીમા આવો;
અનાથ ને રાંકડિયાં આવો, દેવામાં ડુબેલાં આવો;
ખેતરના ખેડૂતો આવો, ડુંગરિયાના ભીલો આવો,
ગામ અને ઘર છોડી રહેતા, શહેરી મીલ મજૂરિયા આવો.

કાતરિયામાં કાટ ખવાતાં, સડી હવાઇ લોટ થાતાં
રેંટિયો ને શાળ તોયે કૈં કૈં તો ખાવાનું દેતાં.
ઘરમાં બેઠાં, માળે બેઠાં, ટોળ અને ટપ્પાંમાં બેઠાં,
નામ હરિનું લેતાં લેતાં, ધીમે ધીમે સૂતર કાંતો.

શાળવી સૌ શાળ લાવો, પીંજારા સૌ પીંજણ લાવો,
સુથારીનો સાથ કરીને લુહારી સૌ ત્રાક લાવો,
સૈકાથી લૂંટાતા આવ્યા, પરતંત્રે પીસાતા આવ્યા;
ઘરનો ધંધો ખોઈ દઈને, ચૌટામાં વેચાતા આવ્યા.

શાળવીઓ કહે, દેવ આવ્યો, ધંધો મારો લેતો આવ્યો,
પીંજારો કહે, વીર આવ્યો, પીંજણિયામાં પ્રાણ લાવ્યો;
કોઇ કહે, કારીગર આવ્યો, કોઇ કહે, બડવીર આવ્યો,
કોઈ કહે, અમ ઉદ્યોગનો, સાચો તારણહાર આવ્યો.

અનાથ કહે કે નાથ આવ્યો, નોંધારે આધાર આવ્યો,
ભૂખે પેટે સંતારાના ખાડાનો પૂરનાર આવ્યો;
અણુપઢનો જાદુગર આવ્યો. તપિયાંનો ગુરૂદેવ આવ્યો,
શિક્ષિતોનો કલાકાર દુઃખીનો " ખદ્દર દેવ " આવ્યો.



૭૪

## અમારા બાહુમાં બળ દે

અમારા બાહુમાં બળ દે, અહોનિશ દેશહિત કરવા;
અમોલું બુદ્ધિનું બળ દે, અનેરાં દેશ હિત કરવા.
અમોને ધૈર્ય ને શાંતિ, સદા દે દુઃખ સહવાને;
દયા દે ઊંડી હૃદયે તું દીનોનાં દુઃખ દહવાને.

મુસલમાનો અને હિંદુ, બધામાં સંપ તું દેજે;
ઊંડો ઉત્સાહ ને આશા, વળી આસ્થા ભરી દેજે.
તજાવી દેહની પરવા, સદા દે દેશની પરવા,
ગરીબી યા અમીરીમાં સદા જનસેવ તું દેજે.

વળી વિચાર, વાણી ને સદા દે ઐક્ય આચારે;
સદા દે ઇષ્ટની સિદ્ધિ, સદા ઉત્સાહ વિચારે,
દયાળુ ઈશને યાચું અમોને સદ્‌ગુણો દેજે;
સદા જનસેવ એ પ્યારું અમારું સત્ર તું કરજે.

—મણિલાલ ભટ્ટ



## ૭૫
## હું તો વીરાંગના

આજે બની હું તો વીરાંગના રે લોલ
ધાર્યો અમૂલખ વેશ રે
આજે બની હું તો વીરાંગના રે લોલ.
સાડી સુહાયે કાંતા સત્રની રે લોલ
કેસરીએ રંગી રંગરેજ રે
આજે બની હું તો વીરાંગના રે લોલ.
લીધી છે નેમ હવે ખેલવારે લોલ
ધાર્યો છે ચંડિકાનો વેશ રે
આજે બની હું તો વીરાંગના રે લોલ
હૈયું ના હાથ રહે માહરું રે લોલ
દુઃખી દેખીને હિંદ માત રે
આજે બની હું તો વીરાંગના રે લોલ.
મેં તો ધારી સમશેર બહિષ્કારની રે લોલ
લીધી સાથે અહિંસાની ઢાલ રે
આજે બની હું તો વીરાંગના રે લોલ.
મારી ઓઢણીએ યુદ્ધચિત્ર ચીતર્યાં રે લોલ
મારી ચૂડલીએ ગાજે યુદ્ધગીત રે
આજે બની હું તો વીરાંગના રે લોલ.
રણનાં વાજિંત્ર મારે ઝૂમણે રે લોલ
વળી રણકે પાયે નેપૂર રે
આજે બની હું તો વીરાંગના રે લોલ.
મારા શોણિતમાં પૂર વહે ક્રાન્તિનાં રે લોલ
તોયે મારે અહિંસાની નેમ રે
આજે બની હું તો વીરાંગના રે લોલ.
મારે હૈયે સ્વદેશ પ્રેમ ઊભરે રે લોલ
મારું ચડે છે ચિત્ત ચગડોળ રે
આજે બની હું તો વીરાંગના રે લોલ.

—પંકજકાન્ત



# ઝંડા ગીતો

૭૬

## નિશાન ભૂમિ ભારતનું

નહિ નમશે નહિ નમશે
નિશાન ભૂમિ ભારતનું
ભારતની એ ધર્મ ધ્વજાનું
સાચવશું સન્માનઃ ભૂમિ.
ઐક્ય તણો એ અમરપટો છે
મુક્તિનું વરદાનઃ ભૂમિ.
ભારત માના મંદિર પર એ
શાંતિનું એંધાણુઃ ભૂમિ.
ચક્ર સુદર્શન અંકિત એ તો
હિન્દી જનના પ્રાણુઃ ભૂમિ.
અચળ અમારે આંગણુ એ તો
સ્વરાજનાં મંડાણુઃ ભૂમિ.
સાચા હિન્દી શૂરાઓનું
એ છે વિજય સુકાનઃ ભૂમિ.
નહિ નમશે નહિ નમશે
નિશાન ભૂમિ ભારતનું

—ત્રિભુવન વ્યાસ

૭૭

## સ્વરાજ્યનો સંત્રી

ત્હારે ક્યારે કૈંક દુલારે દિલનાં શોણિત પાયાં,
પુત્ર વિજોગી માતાઓનાં નયન ઝરણ ઠલવાયાં;
ઝંડા ! અજર અમર થાજે !
વધ વધ આકાશે જાજે !

ત્હારે મસ્તક મંડાઈ નવ ગરુડ તણી મગરૂરી,
ત્હારે ભાલ નથી આલેખ્યાં સમશિર ખંજર છૂરી;
ઝંડા દીન કબૂતર શો,
ઉરે તુજ રેંટિયો રમતો.

જગ આખા પર આણ ગજવતી ત્રિશૂલવર્તી જલરાણી,
મહારાજ્યોના મદ પ્રબોધતી નથી તુજ ગર્વ નિશાની;
ઝંડા ! ગભરુ સંતોષી,
વસે તુજ હૈયામાં ડોશી.

નહિ કિનખાબ મુખમ્મલ મશરુ કેરી ત્હારી પતાકા,
નહિ જરિયાની હીરભરતના ભપકા તુજ પર ટાંક્યા;
ઝંડા ભૂખરવો તોયે,
કોટિ દિલડાં તુજ પર મોહે.

પરભક્ષી બુલ્લ ગૌદલના નથી તુજ ધ્વજ ફરકારા,
વન રમતાં નિર્મળ મૃગલાં પર નથી નથી શેર-હુંકારા;
ઝંડા ! ઊડજે લહેરાતો,
વ્હાલના વિંઝણલા વાતો.

સપ્ત સિંધુની અંજલી વહેતો સમિરણ તુજને ભેટે,
ખંડ ખંડની આશિષ ઝીલો ઉદધી તરંગો છાંટે;

ઝંડા ! થાકેલા જગનો,
દિસે છે તું આશા દિવડો.
નીલ ગગનથી હાય ઝુલાવી વિશ્વ નિમંત્રણ દેતો,
પીડિત જનની બાંધવતાના શુભ સંદેશા કહેતો;
ઝંડા ! કરજે જગ તેડાં,
પ્રજા સઘળીના અહીં મેળા.
નીલ ગગનની નીલપ પીતી ઉન્નત તુજ આંખલડી,
અરુણ તણે કેશરીએ અંજન ખીજી મીટ મઢીલી;
ઝંડા ! શશી દેવે સીંચી,
ત્રિલોચન ! ધવલ આંખ ત્રીજી.
એ ત્રણ આંખ ભરી તેં દીઠા તુજ ગૌરવ રખવાળા,
શ્રીફળના ગોટા સમ ફૂટયાં ફટ ફટ શીશ સુંવાળાં;
ઝંડા ! શાહિદ રહેજે હો !
અમારા મૂંગા ભોગ તણો.
કુમળાં બાળ કિશોર યુઝર્ગો સહુ તુજ કાજે ધાયાં,
નરનારી નિર્ધન ધનવંતો એ સહુ ભેદ ભુલાયા;
ઝંડા ! શાહિદ રહેજે હો .
રુધિરના બિન્દુ બિન્દુ તણો.
કો માતાના ખાલી ખોળે આજ બન્યો તું બેટો,
કપાળના કંકુડાં હારી તેને પણ બળ દેતો;
ઝંડા ! શાહિદ રહેજે હો,
હજારો છાનાં સ્વાર્પણનો.
તુજને ગોદ લઈ સતારાં મેં દીઠાં ટાબરિયાં,
ત્હારાં ગીત તણી મસ્તીમાં ભૂખ તરસ વિસરિયાં;
ઝંડા ! કામણ શાં કરીયાં !
ફિદા થઈ તુજ પાછળ ફરીયાં.

આજ સુધી અમ અવળી ભક્તિ જૂઠા ધ્વજ પર ધાયા,
રક્તપિપાસુ રાજકુળોના નેજા કાજ કપાયા;

ઝંડા ! નિમકહલાલી તું,
હતું એ કૂડ-બિરદ જૂનું.

પંથ પંથ ને દેવ દેવની પૂજા ધજા નિરાળી,
એ પૂજન પર શીશ કપાવ્યાં હાય ! કથા એ કાળી;

ઝંડા ! વિત્યા યુગ એવા,
સકળ વંદનનો તું દેવા !

તું સાચું અમ કલ્પતરુવર મુક્તિ ફળ તુજ ડાળે,
ત્હારી શીત સુગંધ નથી કો માનસ સરની પાળે;

ઝંડા ! જુગ જુગ પાંગરજે,
સુગંધી ભૂતલ પર ભરજે.

રાષ્ટ્રદેવના ઘુમ્મટ ઉપર, ગહેરે નાદ ફરૂકે,
સહુ ધર્મોના એ રક્ષકને સંત ન્રપાલો-ચૂકે;

ઝંડા ! આજ ન જે નમશે,
કાલ તુજ ધૂલિ શિર ધરશે.

આઠે પહોર ફુંફાડા કરતો જાગ્રત રહે ભુજંગી !
સાવધ રહેજે પહેરો દેજે અમે ન રહીએ ઊંઘી;

ઝંડા ! સ્વરાજના સંત્રી !
રહો તુજ ઝાલર રણુઝણુતી !

—ઝવેરચંદ મેઘાણી

૭૮

## ફરક ફરક જયવંત

ફરક ફરક જયવન્ત !
　　ઝંડા ! અજર અમર બળવંત !
તવ શુભ નામે તિમિર વિરામે
　　જાગે સુપ્ત દિગન્ત !
　　ઝંડા અજર અમર બળવંત !
આરતી તવ રવિ શશી ઉતારે,
　　સપ્ત સિન્ધુ તવ પાય પખાળે,
સાઠ કોટિ ભુજ વિરાટ તારે,
　　હિમગિરિ તવ દૃઢ દંડ ! ઝંડા૦
સૌમ્ય પ્રતાપી તારી કાન્તિ
　　દેખી ઊડતી જગની ભ્રાન્તિ.
છાયામાં તવ ભભૂકે ક્રાન્તિ
　　વિપ્લવ ઝાળ જ્વલન્ત ! ઝંડા૦
ત્રિરંગી તારી છાયા ઘેરી
　　ગાજે તેમાં ત્રિકાળ-ભેરી
વિશ્વવિજેતા ! ક્યાં તુજ વૈરી ?
　　જગ તુજ હૃદય વસન્ત ! ઝંડા૦
ચક્ર ભવ્ય એ તવ ઉરપ્રાન્તે,
　　જગ નૂતન સર્જે એકાન્તે,
ખંડ ખંડ તંતુ તવ સાંધે
　　ઊંડ ઊંડ તાંત ! દિગન્ત ! ઝંડા૦

રાખી અણનમ તુજને ગર્વે,
ચૂમી પાય તવ અર્વ નિખર્વે,
ધપીએ આગળ સાથે સર્વે,
દાખવી શૌર્ય અનંત ! ઝંડા૦
ભાલે તવ અમ શોણિત ચંદન,
તોડ્યાં ફોડ્યાં પુરાણ બંધન !
વિશ્વવિજેતા ! તુજને વંદન,
તું અમ રાષ્ટ્ર અખંડ ! ઝંડા૦

સ્નેહરશ્મી



૭૯

## ઝંડાનો જયકાર

ઝંડાનો જયકાર, અમારા ઝંડાનો જયકાર !
તિરંગા ઝંડાનો જયકાર !
ભારતી ઝંડાનો જયકાર !
કેસરવરણો સફેદ લીલો મનમોહન બલિહાર
અમારા૦
ત્રીસ કોટિ દિલનો દિલરંગી,
જીવન ને મૃત્યુનો સંગી,
ભારતનો એ ભવ્ય તિરંગી;
સદા ઊંચે ઊડનાર—અમારા૦
રાષ્ટ્રવીરનો રાષ્ટ્રદેવ તું,
દેશભક્તનો ધ્યાનમંત્ર તું,
માતૃભૂમિનો મોરમુગટ તું;
કદિ નહિ નમનાર—અમારા૦

સરસ્વતી ને યમુના ગંગા,
ત્રણ પટમાં ત્રણ વહે તિરંગા,
સત્ય, પ્રેમ, શક્તિ પડછંદા;
અ ખં ડ રે લ વ ના ર—અમારા૦
હસતો રમતો થનથનગનતો,
ચક્ર સુદર્શન હૃદયે ધરતો,
સર્વોદય સંદેશ નીતરતો;
મધુર રાગ ગાનાર—અમારા૦
સકલ રાષ્ટ્રમાં તવ જયગાથા,
પ્રચંડ ગાજે દિવ્ય પતાકા,
ભીષ્મ હૃદય-પલટાની માતા;
હો વંદન હજ્જાર—અમારા૦
કેસરીઆં તવ ચરણે ધરશું,
કુરબાનીનાં સત્ર ઉજવશું,
સ્વરાજ્ય સ્વપ્નું સિદ્ધ કરીશું;
ધન્ય ધન્ય અવતાર—અમારા૦
વજ્જર હૈયું વજ્જર કાયા,
વજ્જર મુઠ્ઠિમાં ધ્વજરાયા,
એક પૂંઠે કંઇ અનેક ધાયા;
સત્તા રણ મોઝાર—અમારા૦
સ્વરાજકી જય, ભારતકી જય,
દરિદ્રનારાયણકી હો જય,
પ્રાણ પિયારા ઝંડાકી જય;
બોલો જય જયકાર—અમારા૦

—ચીમનલાલ પ્રા. ભટ્ટ

૦

૮૦

## નમન ધ્વજરાયા !*

નવ હિન્દ રાષ્ટ્ર ઝંડા,
નમન ધ્વજરાયા !

હિન્દભૂમિના ગૌરવના તું,
ગા સુંદર છંદા—નમન૦

હિન્દીજનોના સ્વાભિમાનના,—
પુકાર પડછન્દા—નમન૦

સ્વરાજ્યનો તું મંત્ર ગગનમાં
ગજાવ પરચંડા—નમન૦

સ્વતંત્રતાની લહેરે તારા
ઉરાડ ત્રણું રંગા—નમન૦

તારે ખાતર ખપી જવાની
એક જ ઉત્કંઠા—નમન૦

નવયુગના હે યુગપતિ લેજે,
વંદન અષ્ટાંગા—નમન૦

—જુગતરામ દવે



* મરાઠી ' ભાષાંતર

## ૮૧

## દેશધ્વજ

ધરીએ સૌ બાળ અમે દેશધ્વજ હાથમાં
ધ્વજા ધરીને અમે મજા કરીશું,
ગુલામગીરીને રજા દઇશું;
શેરી ને પોળ વિષે ફરીએ સૌ સાથમાં;
રમીએ સૌ બાળ લઇ દેશધ્વજ હાથમાં,
દેશની ધ્વજા એ તો ધર્મ છે,
ધ્વજા નમે એ તો આપણી લજ્જા છે,
રાખીશું અણનમી રોજ એને બાથમાં;
નમીએ સૌ બાળ લઈ દેશધ્વજ હાથમાં.
કેસરી સફેદ ને લીલા ત્રિરંગની,
ફરફરશે રાતદિન માંડેલા જંગની;
સાતે સાગર ફરી ફરકે આકાશમાં;
ધરીએ સૌ બાળ અમે દેશધ્વજ હાથમાં.

—દેશળજી



## ૮૨

## સત્કાર

પુનિત પગલે, રે પુનિત પગલે પધારો સંત વીર !
આવ્યા આંગણે તો ઘડીક વધુ થોભજો રે વીર !
દેશ કાજે, રે યુદ્ધ આદર્યાં અનેરાં રણવીર !
ભૂમિ ભારતનાં ભાગ્ય આજ ઊઘડ્યાં રે વીર !

પરતંત્રે કચડાયલાં, ભારતનાં સંતાન;
ઊંચા શીશ ધરી કરે, સ્વતંત્રતાનાં પાન.

નીડર સત્યે, રે નીડર સત્યે ગજાવ્યું જગ આજ,
તપ આતમનાં હિન્દને ઉદ્ધારશે રે વીર !
અભય ઉરના, રે કંઇ શીખવ્યા સ્વતંત્રતાના પાઠ,
અમર જ્યોતિ એ હિન્દને ઉજાળશે રે વીર !

૮૩

## તારણહાર

(૧)

અમારો ગાંધી, અમારો બાપુ, મોહન અમારો હૈયાનો હાર !
માનવ મુક્તિ હાકલનો પણ, આતમનો ગરવો ગિરનાર !
દેહધારી એ તોય વિદેહી, ભારતભૂમિનો ભવ્ય કુમાર !
દીનતણો દીનબંધુ એ સાચો, પ્રેમતણો વળી પારાવાર !

( સહગાન )

'કોટિ રે કોટિ માનવ ગાજે
એક અવાજે ' તારણહાર !
જીવજો બાપુ, જીવજો ગાંધી,
એ નવજીવન રેલાવનાર !'

(૨)

વૈભવ છોડયો, વાસના ત્યાગી, રંકનો રંક એ કૌપીનધાર !
સતરને એક તાંતણે તાર્યા, દુઃખ ડૂબેલ જે લોક અપાર !
ચક્ર સુદર્શન, દારિદ્રય મોચન, મંગળ મોહનતું હથિયાર,
દરિદ્રનારણ-સેવનનું શુભ મુક્તશું મુક્તિનું સિંહદ્વાર !

( સહગાન )

કોટિ રે કોટિ માનવ ગાજે
એક અવાજે ' તારણહાર !
જીવજો બાપુ, જીવજો ગાંધી,
એ નવજીવન રેલવનાર !'

(૩)

ઘોર ગુલામીનું આયખું ખૂટે, જીવનના રસ શોષણહાર !
જુગજુગ જામેલ મેલમાં નિતનિત, નૂતન વાધતો'તો અંધકાર !
સ્વાતંત્ર્ય સૂરત મોહિની મૂરત, આજ ઉગી આમ ભારતદ્વાર !
નાશ ગુલામીનો–નાશ ગુલામીનો, સ્વાતંત્ર્ય–સૂર્યનો જયજયકાર !

( સહગાન )

કોટિ રે કોટિ માનવ ગાજે
એક અવાજે 'તારણહાર !
જીવજો બાપુ, જીવજો ગાંધી,
એ નવજીવન રેલવનાર !'

"સત્યને કારણ જીવન–ધારણ સત્યને અર્થે તજો અવતાર",
મારગ ભૂલ્યાને પ્રાણથી પૂરણ સત્યનો મંત્ર સુણાવનહાર !
વેર બળેલો ને ઝેર ઝળેલો, હિંસા થાકેલો જે સંસાર !
મંત્ર અહિંસાથી તેહને તર્પતો, ગૌતમનો દૂજો અવતાર !

( સહગાન )

કોટિ રે કોટિ માનવ ગાજે
એક અવાજે 'તારણહાર !
જીવજો બાપુ, જીવજો ગાંધી,
એ નવજીવન રેલવનાર !'

(૪)

ભારત જીત્યો અને જગ જીત્યો, યોગી એ આતમનો જીતનાર !
મિત્રને જીત્યો ને શત્રુને જીત્યો, ઘટઘટનો વિજયી સરદાર !
જાગજો લોકો, પ્રીછજો લોકો, મૃત્યુનાં અમૃતનો પ્રીછનાર !
માનવમાં મહામાનવ રૂડો, સો સો શતાબ્દિનો મંથનસાર !

(સહગાન)

કોટિ રે કોટિ માનવ ગાજે
એક અવાજે 'તારણહાર !
જીવજો બાપુ, જીવજો ગાંધી,
એ નવજીવન રેલવનાર !'

(૬)

આજ અમારાં હાં દિલડાં નાચે, મુખડાં હાસે અપરંપાર,
જોર કરી અમ આતમ ગાજે, ભારત–બાપુનો જયજયકાર !
આક્રમની એક ચીસ ઉઠે છે, માનવ ભાગ્ય તણે દરબાર,
તારજે, તારજે, તારજે ત્રાતા, હિંદનો–પૃથ્વીનો તારણહાર !

(સહગાન)

કોટિ રે કોટિ માનવ ગાજે
એક અવાજે 'તારણહાર !
જીવજો બાપુ, જીવજો ગાંધી,
એ નવજીવન રેલવનાર !'

—ચીમનલાલ ભટ્ટ



૮૪

## પયગંબર એ ગાંધી

જગ ભારતી તણો સુકાની, પયગંબર એ ગાંધી,
સત્ય અહિંસા શસ્ત્રે ઝૂઝે, પયગંબર એ ગાંધી.
સૂકલકડી છે કાયા જેની, આત્મશક્તિ છે અગાધ એની,
ખાદીમાંથી કરે માનવી, પયગંબર એ ગાંધી—જગ૦

દુશ્મનને એ દોસ્ત બનાવે, કાયરમાં શૂરાતન લાવે,
આઝાદી આતશ પ્રગટાવે, પયગંબર એ ગાંધી—જગ૦
અબળાને સબળા કરનારો, ખેડુમાં હિંમત ભરનારો,
અંત્યજની વહારે ધાનારો, પયગંબર એ ગાંધી—જગ૦
નિર્ભયતા સ્થળ સ્થળ ફેલાવી, સત્યાગ્રહીની ફોજ બનાવી,
જુગ જુગ જીવો સહુનો પ્યારો, પયગંબર એ ગાંધી—જગ૦

—ફુલચંદભાઈ



૮૫

## આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો !

પુનિ સંતોનાં વૃન્દ (૨)
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો !
મૈયા ભારતી સોહંત (૨)
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો !
કુંજે વસંત કંઈક ગુંજે નવ પ્રેરણા,
કોકિલા સુકંઠે ટહુકંત
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો !
હૈડે રસચેતના જગાવે સ્નેહજ્યોત શી !
પિંડે બ્રહ્માંડ પ્રગટંત,
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો !
અન્તર મહીં ભક્તિ જગન્નાથ જન્મભૂમિની,
ઝગમગ કો ઓજસે લસંત;
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો !
શોભન જગમોહને બતાવી જીવન-માધુરી,
હિંદી નવ કોડે હસંત;
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો !

—મંજુલાલ મજમુદાર



## ૮૬

## યુગદેવ

હો યુગદેવ ! પૂજું પાવડીઓ :
કંઈ ઉઘાડી તેં આમ આંખડીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.
કંઈ ખિલાવી તેં ઉર પાંખડીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.
માત મુક્તિના મંત્ર મધુરા,
શીખવ્યા વગાડી વાંસળી, હો !
યુગદેવ ! પૂજું પાવડીઓ.
વધાવું ભરી ફુલ છાબડીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.
મોહજાળ તિમિર મહીં એ,
ભૂલ્યાં હતાં સૌ વાટડીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.
અંધાર વિદારનો આંદલીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.
દુઃખે ડૂબેલાં બન્ધુ અને એ,
દુઃખે ડૂબી'તી પાવડીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.
શાન્તિ નીતિના પાઠ ભણાવી,
વરસાવી સુખ વાદળીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.
વધાવું ભરી ફૂલ છાબડીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.

**સુળજીભાઈ પી. શાહ.**



૧૮ મી લીટી પછી નીચેની લીટી વાંચો :
'તારી તેં આમ નાવડીઓ,
યુગદેવ ! પૂજું પાવડીઓ.'

૮૭

## એવા ગાંધી ગૂજરાતે ઉતર્યા

એવા ગાંધી ગુજરાતે ઊતર્યા રે !
એનું સૂકું શરીર જાણે લાકડી રે
માંહે જોરાવર છે જીવ —એવા ગાંધી૦
એણે ઘેર ઘેર રેંટિયા મોકલ્યા રે
લેવા સૂતરને તાંતણે સ્વરાજ્ય —એવા ગાંધી૦
એણે સાદાઈ શીખવી દેશને
દારૂ તાડી કરાવ્યાં દૂર —એવા ગાંધી૦
લોક વાટ જુએ છે પ્રભુ આવશે રે
નવ જાણે આવ્યો આવનાર —એવા ગાંધી૦
એનો ધન્ય જનમ ધન્ય જીવવું રે,
માતાએ ઉપાડ્યો ધન્ય ભાર —એવા ગાંધી૦
એનો મોંઘો આદેશ લોકો ઝીલતા રે,
બોલી ભારતનો જય જયકાર —એવા ગાંધી૦

—ગિરીશ



૮૮

## કોણ તપસ્વી આવ્યો ?

કોણ તપસ્વી આવ્યો
રે ! કોણ મહાજન આવ્યો ?
વૈભવ કીર્તિ તૃષ્ણા ત્યાગી,
ભવ્ય ફકીરીનો અનુરાગી,
દીન દલિતનો સાચો સંગી,
પંચ મહાવ્રત ધારી,
રે ! ભારત ગૌરવ ગાંધી.

જેને વસ્ત્ર વિહીન શરીરે,
પગપાળો દૂર પંથે વિચરે,
ઘોર તિમીરે દીપક ધારે
ડૂબતાં માનવ તારે,
રે ! ભારત ગૌરવ ગાંધી.

માનવ મુક્તિ કાજ તલસતો,
રંક અમીરના ભેદ ભુલવતો,
અજાતશત્રુ થઇને ફરતો,
પુણ્ય પુરુષ કે દીઠો.
રે ! ભારત ગૌરવ ગાંધી.

તપસી, અવધૂત પંડિત કે એ,
રાજનીતિજ્ઞ વિચક્ષણ નર એ,
રણ સુભટ શહીદ કે છે એ !
અણદીઠ વિપ્લવવાદી ?
રે ! ભારત ગૌરવ ગાંધી.

કોઇ કહે છે      દીવાદી"
કોઇ કહે "ઉચ્છેદક" ગાંધી !
"સર્જક શ્રેષ્ઠ" કહે કો ગાંધી,
અગમ, અતુલ. અનુપમ
રે ! ભારત ગૌરવ ગાંધી.

ભારતના ઉજ્જ્વલ આકાશે,
સ્વાધીનતાના નવ પ્રતિહાસે,
કુમ કુમ અંકિત લેખ લખાશે,
ભારત ભાગ્ય વિધાયક
એ વિશ્વ વિભુતિ ગાંધી.

—જ્યોત્સ્ના શુક્લ



૮૯

## જય સરદાર જય સરદાર

કોની હાકે મડદાં ઉઠયાં ?
કાયર કેસરી થઈ તડૂક્યા
કોણે કીધાં સાવજ શૂરાં
અજાસુખાનાં કાળજ ફૂળાં ?
ખેડુતોનો તારણહાર,
જય સરદાર, જય સરદાર.

ભારતની મુક્તિને કાજે,
સિંહ સમો ગૂજરાતે ગાજે,
રાજા તાજ વિનાનો રાજે
કોણ હશે જન વલ્લભ આજે ?
ખેડૂતોનો તારણહાર,
જય સરદાર, જય સરદાર.

માટીમાંથી મર્દ બનાવી,
સઅળી સત્તાને થંભાવી,
ગૂજરાતીને જેબ અપાવી,
ભારતમાં આશા પ્રગટાવી,
ખેડૂતોનો તારણહાર,
જય સરદાર, જય સરદાર.

—કલ્યાણજી



શંકરો થઈને
ખેડૂત બચ્ચો, ખેડૂત બચ્ચો,
અમથો હડધૂત થાય."
[ સૌ સાથે ]
ધણુણુણુ ધણુણુણુ
કેદનાં કોટડાં, કેદનાં કોટડાં,
હાલ્યાં ડોલમ ડોલ;
ખણુણુણુ ખણુણુણુ
જેલનાં તાળાં, જેલનાં તાળાં,
ખખડ્યાં પોલમ પોલ.

ભીતર માંયથી
સિંહ તાડુક્યો, સિંહ તાડુક્યો,
સિંહ સમો સરદાર;
દોઢ કરોડનો
મસ્તકનો મણિ, મસ્તકનો મણિ
હૈયા કેરો હાર:
" શાબ કહેવાનું
જીશાબ કહેવાનું, જીશાબ કહેવાનું,
છોડ ખુશામત છોડ,
ચાકરને તું
શીદ ચડાવે રે, શીદ ચડાવે રે,
સાહેબ શ્રીરણછોડ.
તારું રળ્યું જે
ખાઈને માત્યા, ખાઈને માત્યા,
ઉપર દે અપમાન;
એવા અવગુણિયાનો
છોડજે છાંયડો, છોડજે છાંયડો,

અરે તો લેજે સ્થાન”
[ તો આપે ]
ધગધગ ધગધગ
કેવાં કોઠાં, કેવાં કોઠાં,
ધામાં ડેરા ડેરા;

ઝગઝગ ઝગઝગ
જેલનાં તાળાં, જેલનાં તાળાં,
ઝળકાવ્યાં પોલાદ પોલાદ:

ભીતર મઢેલી
સિંહ તાડૂકે, સિંહ તાડૂકે,
સિંહ સમો સરદાર:

કઈ કોડીલો
મસ્તાનો મણિ, મસ્તકનો મણિ,
દેશ કેરો હાર:

“ સાદ ન છોડજે
સત્ય ને શાંતિની, સત્ય ને શાંતિની,
પાપનો છોડજે સંગ;

બારણાં ખોલ્યાં છે
આવજે જેલમાં, આવજે જેલમાં,
દુનિયા કરજે દંગ:

પાપ ન ભાળે
પ્રપંચ ન ભાળે, પ્રપંચ ન ભાળે,
કોનો રે તારે ભય !

મારે ને તારે તે
એક જ માલિક, એક જ માલિક,
સાચનો નિશ્ચે જય.”

—જુગતરામ દવે



# સંગ્રામ–ગીત

## ૯૨

### ના હઠવું ના હઠવું

ડગલું ભર્યું કે ના હઠવું ના હઠવું,
વેણ કાઢ્યું કે ના લટવું ના લટવું.
સમજીને તો પગલું મૂકવું, મૂકીને ના બીવું,
જવાય જો નહિ આગળ તોયે ફરી ન પાછું લેવું:–ડગલું.

*

જ્યાં ઉભા ત્યાં ચોંટી રહીને, વચન લેવું સબળું;
આભ પડો કે પૃથ્વી ફાટો, તોય ન કરીએ નબળું:–ડગલું.
ફત્તેહ કરીને આગળ વધશું અથવા અહિંયાં મરશું;
પણ લીધેલું તે પાળીશું, રે વજ્જરનું કરશું:–ડગલું.

*

શૂરવીર તે જશનો લોભી, હિંમત મદિરા પીયે;
ઉમંગથી તે ધસી વધે વા, ખૂબ ટકાવી રાખે:–ડગલું.

*

—નર્મદ



૯૨

## 'સહુ ચલો જીતવા જંગ'

સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે;
યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે.....ટેક.
કેટલાંક કર્મો વિષે, ઢીલ નવ ચાલે,
શંકા ભય તો બહુ રોજ, હામને ખાળે;
હજી સમય નથી આવીયો, કહી દિન ગાળે,
જન બ્હાનું કરે નવ સરે અર્થ કો કાળે;
ઝંપલાવવાથી સિદ્ધ જોઈ બળ લાગે. યાહોમ-
સાહસે કર્યો પરશુએ, પૂરો અર્જુનને,
તે પરશુરામ પરસિદ્ધ, રહ્યો નિજ વચને;
સાહસે ઈંદ્રજીત શૂર, હણ્યો લક્ષ્મણે,
સાહસે વીર વિક્રમ, જગત સહુ જાણે;
થઈ ગઈ જંગમાં મર્દ હક્ક નિજ માગે. યાહોમ-
સાહસે કોલંબસ ગયો નવી દુનિયામાં,
સાહસે નેપોલ્યન ભીડયો યૂરપ આખામાં;
સાહસે લ્યુથર તે થયો પોપના સ્હામો,
સાહસે સ્કોટે દેવું રે વાળ્યું જોતામાં;
સાહસે સિકંદર નામ અમર સહુ જાગે. યાહોમ-

—નર્મદ

૯૩

## શૂરવીર આવજો

શૂરવીર આવજો રે હો રણમાં
ઉત્સાહ ચેતન ભરજો તનમાં —શૂરવીર.
ગજ ગજ કૂદજો રે હો કોડે,
બલિદાન દેજો જાતના જોરે—શૂરવીર.
કરજો કેસરીઆં હો હરખે,
પ્રભુ છે પોતે ઊભા પડખે —શૂરવીર.
કાયર ભાગજો રે હો વનમાં
ભય જો લાગે મોતનો મનમાં—શૂરવીર.
અવસર આવ્યો રે હો તરવા,
નિશ્ચય કરજો જીતવા કે મરવા —શૂરવીર.
ઝંડો સતનો રે ફરકાવો,
શાંતિ પાળો સ્વરાજ ઘેર લાવો—શૂરવીર.
ડંકો વાગ્યો રે હો વહાલા
યુવક ધાજો રણ મતવાલા —શૂરવીર.

—જીવણસિંહ ગામીત

૯૪.

## સહુ ચલો ચલો ભારત સંતાનો

સહુ ચલો ચલો ભારત સંતાનો દેવદુંદુભી ગાજે,
દેશ-યજ્ઞ-બલિ કાજ ધસો પળ છે અણુમૂલી આજે:
નવયુગ આજ મંડાયો,
અમ હિંદ આજ સંધાયો,
જયનાદે ગગન ગજાવો,
સ્વાર્પણના ધોધ વહાવો:
એ પુણ્ય-ગંગ ધસમસતા જળમાં જશે તણાયા ભેદો,
સહુ એક સંગ પ્રચંડ સુરે પોકારો હિંદ હમારો-સહુ૦
અહ! પુનિત સંગમ આજે,
ત્રિવેણી પુણ્ય પ્રભાતે;
સહુ વન્દેમાતરમ્ બોલો,
માદરે વતન જય બોલો,
જય મહાસભાકી બોલો,
જય જય જય જય જય બોલો
છે જાન માલ કુરબાન અમારાં હિંદ માતને ચરણે,
અમ હૈયાં થનગન થનગન થાતાં નૂર ભર્યાં અમ નેણે-સહુ૦
નવ યુવાન બંધુ બ્હેનો,
ભડવીર બન્ધુ ખેડુતો
ભારતભરના મઝદૂરો
શું સહશો અત્યાચારો?
રઘુવીર કરે ટંકાર, દઈ હુંકાર હવે ઝટ ચાલો,
સેતુ બાંધો સાગર પર, લઈ લંકા રણડંક બજાવો-સહુ૦

કલ્યાણજી



૯૫

# સમશેર સારી ખલ્કની

સમશેર સારી ખલ્કની,
અમને નહીં તાબે કરે;
અમ આત્મ છે પ્રભુ તેજ તે
નહીં તુચ્છ શસ્ત્રે ગામરે —સમશેર૦
મહાયજ્ઞ છે અમ આદર્યો,
પૂરો કરીશું હામથી
વિઘ્નો કદી આવી નડે તો,
હોમીશું અમ જાતને —સમશેર૦
લાંછન ગુલામી શીર લઇ,
પાળ્યા પશુસમ જગ ફર્યા
આંખો અમારી છે ખૂલી,
બસ ધોઇશું અમ પાપને —સમશેર૦
પરતેજથી નહીં ભડકશું,
પણ તેજ અમ જગ દાખશું
જોશે બધી આલમ હવે,
અમ હિન્દની તાકાતને —સમશેર૦

—ડૉ. ચંદુલાલ દેસાઇ

૯૬

## આગે કદમ !

આગે કદમ ! આગે કદમ ! આગે કદમ !
યારો ! ફનાના પંથ પર આગે કદમ !
આગે કદમ પાછા જવા રસ્તો નથી,
રોકાઓ ના ધક્કા પડે છે પીઠથી.
રોતાં નહિ–ગાતાં ગુલાબી તોરથી;
આગે કદમ ! આગે કદમ ! આગે કદમ ! ૧

બેસી જનારા ! કોણ દેશે બેસવા !
આ હર ઘડી સળગી રહ્યાં યુદ્ધો નવાં.
આશા ત્યજો આરામ–સેજે લેટવા,
આગે કદમ ! આગે કદમ ! આગે કદમ ! ૨

આગે કદમ. દરિયાવની છાતી પરે;
નિર્જળ રણે, ગાઢાં અરણ્યે, ડુંગરે;
પંથે ભલે ઘન ઘૂઘવે કે લૂ ઝરે.
આગે કદમ ! આગે કદમ ! આગે કદમ ! ૩

રહેશે અધૂરી વાટ, ભાતાં ખૂટશે;
પડશે ગળામાં શોષ, શક્તિ તૂટશે;
રસ્તો છતાં ટૂંકો જવાથી શું થશે ?
આગે કદમ ! આગે કદમ ! આગે કદમ ! ૪

આવે ન આવે સાથીઓ છતાં,
ધિક્કાર . બદનામી, બુરાઈ વેઠતાં,
વૈરી જનોનાં વૈર હૈયે ભેટતાં
આગે કદમ ! આગે કદમ ! આગે કદમ ! ૫

ક્યાં ઊભરો ! નીચે તપે છે પથ્થરો,
બાહેર શીતળ, ભીતરે લાવા ઝર્યો,

અંગાર ઉપર ફૂલડાં શીદ પાથરો!
આગે કદમ! આગે કદમ! આગે કદમ! ૬

આ તો બધા છેલ્લા પછાડા પાપના;
હોશે ખતમ: જો ભાઈ! ઝાઝી વારના;
પૂરી થશે તારી ય જીવન-યાતના;
આગે કદમ! આગે કદમ! આગે કદમ! ૭

જ્વાલામુખીના શૃંગ ઉપર જીવવા
તેં આદરી પ્યારી સફર ઓ નૌજવાં!
માતા તણે મુક્તિ કદંબે ઝૂલવા
આગે કદમ! આગે કદમ! આગે કદમ! ૮

આગે કદમ! આગે કદમ! આગે કદમ!
યારો! ફનાના પંથ પર આગે કદમ!

—મેઘાણી



૯૭

## અને તું આંહીં?

સૌ જોધ જંગમાં જાય, અને તું આંહીં?
કરે શું આંહીં?
અરે તું આંહીં?
રણડંક શંખ સંભળાય અને તું આંહીં?
કરે શું આંહીં?

તું જુદ્ધ મહીં નહિ ગાજે,
તુજ બ્હેન તુંથી તો લાજે,
અરે, પળ કેમ થોભી રહેવાય?
અરે તું આંહીં?

સૌ સમોવડા બોલાવે,
રણશૂર ગીતો સૌ ગાવે,
સૌ સાજ ધરી સજ થાય અને તું આંહીં ?
કરે શું આંહીં ?
સૌ જોધ જંગમાં જાય, અને તું આંહીં ?
અરે તું આંહીં ?
કરે શું આંહીં ?

—ચંદ્રવદન મહેતા



૯૮

## પૂર્ણ સ્વરાજ

સાગરની છોળોમાં આજે,
ઘોમ ધખેલી ધરતી આરે,
વન વગડા ને ડુંગર ધારે,
ગાજે ગેબી એક અવાજઃ—
પૂર્ણ સ્વરાજ ! પૂર્ણ સ્વરાજ !

આવે આવે મરદો આવે,
ખેતર છોડી ખેડૂત આવે,
શાળા છોડી વણકર આવે,
એરણ છોડી લુહાર આવે,
આવે આખો વીર સમાજ !
પૂર્ણ સ્વરાજ ! પૂર્ણ સ્વરાજ !

આવે જાણે પૂર આવે,
ધસમસતાં એ ટોળાં આવે,
સાગર કાંઠે કાળ આવે,
કંપે ભયથી ઝાંખો આજ.

દરિયાની રાણીનો તાજ!
પૂર્ણ સ્વરાજ! પૂર્ણ સ્વરાજ!

આવો આવો સર્વે આવો,
ભણતાં બાળકબાળા આવો,
વૈદ્ય વકીલ ને હકીમ આવો,
સંગ્રામે જીતવું છે આજ!—
પૂર્ણ સ્વરાજ! પૂર્ણ સ્વરાજ!

એક પડે ત્યાં લાખ ધસે છે,
કેદો દેખી મર્દ હસે છે,
બંદૂક દેખી છાતી ધરે છે,
ખાખ બને છે પાપી રાજ!
પૂર્ણ સ્વરાજ! પૂર્ણ સ્વરાજ!

ગાંડો આજે સાગર નાચે,
ખોબે ખોબે સાગર નાચે,
મરદો કેરાં હૈયાં નાચે—
ઘર ઘર સૌને શોભે કેવું,
મુક્ત બનેલું સબરસ આજ!
પૂર્ણ સ્વરાજ! પૂર્ણ સ્વરાજ!

—સ્નેહરશ્મી



૯૯

## અમે સદાય હોશિયાર

અમે સદાય હોશિયાર સર્જ ધીર વીર,
અમે સદાય તીક્ષ્ણ તેજ ધારદાર તીર,
અમે અમે, અમે અમે,
સ્વતંત્રતા તણા શહીદ.

અજર અમર જયી સદા રહો અમારો હિન્દ.
ન ભેદભાવ કોમના ન ભાવ ઉચ્ચ નીચ,
સમાનતાની ભૂમિએ ચગાવીએ છ હીંચ.
એક બંધુતાનો ધર્મ,
એક મુક્તિકેરું કર્મ,
એ વિનાના અન્ય કર્મ
તે મહીં મહાન શર્મ.
સ્વતંત્રતા સમાનતા સુબંધુતાની હાક,
પાડતા બધે, ભૂમિનું રાખીએ જ નાક.
અમારી સેન દુર્ગ શી રહે સદા ખડી,
આસપાસ જુલ્મની ભલે પડે તડી.
ન થાય લેશ નીચું શીશ,
મોં થકી પડે ન ચીસ
અંતરે ઉઠે ન રીસ,
આવતા ભલે ખવીસ,
તોય હાથ ના ધ્રુજે, ન પગ ડગે લગીર,
અમે અકંપ: મોતના ભલે ઉઠે સમીર.
અમે કસી કમર લીધી કસી લીધાં છે ચિત્ત,
અમે હસી તજી દીધાં છે સૃષ્ટિ કેરાં વિત્ત.
અમે જુવાળ પ્રેમના,
કરાળ શત્રુ જુલ્મના,
અમે વિહારી વ્યોમના,
અમે પૂજારી ભોમના,
અટંક ટેકી, ટૂંક શા હિમાદ્રિની ખડા,
અમારી ભેરના ધ્વનિ જગત વિષે પડ્યા.

—સુન્દરમ્

૦

૧૦૦

## જોધે ચડયા વીર

જોધે ચડયા વીર જોબન ઊભર્યાં
પાછા ફર્યા કહીં સાંભળ્યું દીઠું ?
ધરા ધ્રૂજવતા, દિશા ડુલવતા
મોઢા પડયા, કહીં સાંભળ્યું દીઠું ?
ફાટતાં હૈયાં ફાટફાટ માયાં
છાબડીમાં કહીં ભાળ્યાં સમાતાં ?
તેત્રીશ ક્રોડની આખ્તો આતશ
રહેજે શમ્યો કહીં સાંભળ્યું દીઠું ?
સાંભળ્યું હોય તો પર ભાષામાં,
દીઠું હશે તો પર ભૂમિમાં,
અહીંનો તો એ જૂનો શિરસ્તો,
હારવા કરતાં મરવું મીઠું.
ખાલી થશું કે ખૂટી જઈશું,
ગામડે ગામડે ઊભાં બળાશું,
માટી મટીને પત્થર બનીશું,
બળતાં દેશની આંખે મળાશું.

—પ્રીતમલાલ મઝમુદાર

૧૦૧

## સતનો સંગ્રામ*

સતનો માંડ્યો છે સંગ્રામ, પ્યારી માતૃભૂમિને કાજે;
કીધાં કેસરિયાં આ વાર— પ્યારી૦
અમને મળ્યા શૂરા સરદાર, જેણે કંપાવી સરકાર;
લડવા થયા અમે તૈયાર— પ્યારી૦
અમને થયું ખરેખર ભાન, દિલમાં ફેલાયું છે તાન;
કરશું કાયાને કુરબાન— પ્યારી૦
સાચો કર્યો અમે પડકાર, હઠશે પરદેશી સરકાર
લડશું સર્વે હારોહાર— પ્યારી૦
માથું ને ધડ જુદાં થાય, તોપણ ડગશું નહિ તલભાર;
સત્યાગ્રહનું છે હથિયાર— પ્યારી૦
આખી પ્રજા બની છે એક, શિરને સાટે લીધી ટેક
ભારતની સાચી ટેક— પ્યારી૦

—ફૂલચંદ શાહ

૧૦૨

## કૂચ ગીત

ભારતના ભડવીર કુમારો કૂચ કરો કૂચ કરો.
એક અવાજે એકજ તાલે કૂચ કરો કૂચ કરો.
નિર્ભય મનથી મક્કમ પગલે કૂચ કરો કૂચ કરે.
ઊંચું મસ્તક રાખી સઘળે કૂચ કરો કૂચ કરો.
સ્વદેશનાં સૌ સંકટ હરવા કૂચ કરો કૂચ કરો.
જન્મભૂમિની સેવા કરવા કૂચ કરો કૂચ કરો.
સિંહ સમા શૂરવીર થઈને કૂચ કરો કૂચ કરો.

* ૧૯૨૮ની મહેસુલ વધારા સામેની બારડોલીની લડત સમયનું સંગ્રામગીત

સ્વતંત્રતાના સૈનિક થઇને કૂચ કરો કૂચ કરો.
દીન જનોના દળદર દળવા કૂચ કરો ચ કરો.
સંપ કરી સૌ સાથે મળવા કૂચ કરો કૂચ કરો.
સ્વમાનની ધરી ખરી ખુમારી કૂચ કરો કૂચ કરો.
વતન તણું ગૌરવ વિસ્તારી કૂચ કરો કૂચ કરો.
દુર્ગુણ સઘળા દૂર ભગાવી કૂચ કરો કૂચ કરો.
સત્ય અહિંસાને અપનાવી કૂચ કરો કૂચ કરો.
જગકર્ત્તાને શિર નમાવી કૂચ કરો કૂચ કરો.
ભારતનો જયકાર ગજાવી કૂચ કરો કૂચ કરો.

—ત્રિભુવન વ્યાસ.



## ૧૦૩

## લઇ આવો

તમે કહેશો અમો જેવા સિતમ કરનાર લઇ આવો;
અમો કહેશું અમો જેવા સિતમ સહેનાર લઇ આવો.
કહે છે જગ્ત આખું કે હવે તો હદ થઇ ગઇ છે;
હજી જો હોય બાકી તો નવાં હથિયાર લઇ આવો.
પિસ્તોલો ભરી સહુએ બહુ ફરનાર જોયા છે;
માથું હાથમાં લઇ કોઇ તો ફરનાર લઇ આવો.
તમારી આ દવાથી દર્દ તો સામું વધી જાશે;
નવું છે દર્દ આ તેનો નવો ઉપચાર લઈ આવો.
નહિ તો જખ્મ પર શયદા થઇને છાંટવા માટે;
નિમકની મુઠ્ઠીઓ પહેલાં ભરી બે ચાર લઇ આવો.
ભલે ગૂજરાત ગાંડી છે અને ડાહ્યા તમે છો તો;
વલ્લભ વીર જેવો એક તો સરદાર લઇ આવો.
વળી આ બારડોલીનાં સહનશીલતા ધરા સાથે;
મરી જયકાર કરનારાં વિરલ નરનાર લઇ આવો.

—શયદા



૧૦૪

## શૂરા જીતે સંગ્રામ

શૂરા જીતે સંગ્રામ—માથાં મેલીઃ
માથું આપે; નાક ન આપે,
એ શૂરાનાં કામ—માથાં૦
લડવા ટાણે શૌર્ય બતાવે,
તુચ્છ ગણે ધનધામ—માથાં૦
ટેક નિભાવે નામ ઉજાળે,
કાયા કરે કુરબાન—માથાં૦
હણવાનું તો નામ ન જાણે,
મરવા સાથે કામ—માથાં૦

ફુલચંદભાઈ

૧૦૫

## વીર હાક વાગે છે

વાગે છે રે વાગે છે મારા બાપુની વીર હાક વાગે છે;
ડોલે છે રે ડોલે છે, જુલમી રાજનાં રાજપાટ ડોલે છે.
જાલીમના જુલમો અને હાકેમની બેડીએ
એકે તડાકે તૂટે છે —મારા બાપુની.
અંધાર આથમ્યા ને ઉદ્ધાર ઓસર્યા
રણનાં રણશિંગડાં વાગે છે —મારા બાપુની.
દૈત્યરાજ ધ્રૂજે ને રામરાજ વ્યાપે
સત્તાના ડંકા ગાજે છે —મારા બાપુની.
કાયરતા કાઢી ને વીરતા વહોરી
શૂરા સંગ્રામમાં ઝૂઝે છે —મારા બાપુની.

—નર્મદાશંકર પંડ્યા

## ૧૦૬
## વીરની વિદાય

મારા કેસરભીના કંથ હો !
સિધાવોજી રણવાટ:
આભ ધ્રુજે, ધરણી ધમધમે રાજ !
ઘેરા ઘોરે શંખનાદ:
દુંદુભિ બોલે મહારાજનાં હો !
સામંતના વીરવાદ:
મારા કેસરભીના કંથ હો !

આંગણ રણધ્વજ રોપીઓ હો !
કુંજર ડોલે દ્વાર:
બંદીજનોની બિરદાવલી હો !
ગાજે ગઢ મોઝાર:
મારા કેસરભીના કંથ હો !

પુર પડે, દેશ ડૂલતા હો !
ડગમગતી મહોલાત:
કીર્તિ કેરી કારમી રાજ !
એક અખંડિત બાત:
મારા કેસરભીના કંથ હો !

નાથ ! ચડો રણઘોડલે રે,
હું ઘેર રહી ગૂંથીશ:
બખ્તર વજ્રની સાંકળી હો !
બર રણમાં પાકીશ:
મારા કેસરભીના કંથ હો !

સંગ લેશો તો સાજ સજું હો !
માથે ધરું રણમોડ:

ખડ્ગને માંડવ ખેલવા,
મારે રણલીલાના કોડ:
મારા કેસરભીના કંથ હો !

આવતાં ઝાલીશ બાણને હો !
હાથે વાળીશ ધાર;
ઢાલ ફૂટે મારા ઉરમાં રાજ !
ઝીલીશ દુશ્મન ઘાવ:
મારા કેસરભીના કંથ હો !

એક વાટ રણવાસની રે,
બીજી સિંહાસનવાટ:
ત્રીજી વાટ રોહિણીની સહિને,
હો સૂરના સ્નાનનો ઘાટ:
મારા કેસરભીના કંથ હો !

જયકલગીએ વળજો, પ્રીતમ !
ભીંજશું રંગે નીર:
નહિ તો વીરને આશ્રમ મળશું,
હો ! સુરગંગાને તીર:
મારા કેસરભીના કંથ હો !

રણસુંદર ! રણરંગી ! હો !
રણઘેલા ! રણધીર !
અમીરો પેટાવી મનાને, નાથ !
વધો વધો રણવીર !
મારા કેસરભીના કંથ હો !

—કવિ નાનાલાલ



સત્યનો સહાયક, યુદ્ધનો નાયક;
 સાબરમતીનો સંત રે—યુદ્ધની હાકલ પડે રે.
દાંડીમાં ડેરા તાણીઆ ને;
 કંઇ સળરસ, માંડયા સંગ્રામ રે—યુદ્ધની હાકલ પડે રે.
શાણી સરકાર કંઈ શસ્ત્રે લડે;
 નિઃશસ્ત્ર ભારત સંતાન રે—યુદ્ધની હાકલ પડે રે.
દેવ–દાનવ શાં જુદ્ધ મંડાણાં;
 સાગર મંથન ચળાય રે—યુદ્ધની હાકલ પડે રે.
દૂરનો વિદેશી વાણીયો ને;
 કંઈ વણુજે કીધાં ઘરબાર રે—યુદ્ધની હાકલ પડે રે.
મીઠામાં મહારથ આદર્યો ને;
 કંઇ દારૂમાં વાળ્યો દાટ રે—યુદ્ધની હાકલ પડે રે.
વિદેશી કાપડના, વણજમાં ને
 કંઈ દેશી પર દીધો કાપ રે—યુદ્ધની હાકલ પડે રે.

—શાંતિકુમાર



૧૦૯

## એકલો જાને રે

તારી જો હાક સુણી કોઈ ના આવે
 તો એકલો જાને રે !
એકલો જાને, એકલો જાને,
 એકલો જાને રે !—તારી૦

જો સૌનાં મોં સિવાય—
 ઓરે ઓરે ઓ અભાગી !
 સૌનાં મોં સિવાય;

જ્યારે સૌએ બેસે મોં ફેરવી,
　　　　　　　　સૌએ ફરી જાય,
ત્યારે હૈયું ખોલી,
અરે તું મ્હોં મુકી તારા મનનું ગાણું
　　　　　　　　એકલો　ગાને　રે—તારી૦

જો સૌએ પાછાં જાય—
　　ઓરે ઓરે ઓ અભાગી !
　　　　　　　　સૌએ પાછાં જાય;
જ્યારે રણુ વગડે નીસરવા ટાણે,
　　　　　　　　સૌ ખૂણે સંતાય
ત્યારે કાંટા-રાને,
તો તારે લોહી નીગળતે ચરણે ભાઈ
　　　　　　　　એકલો　ધાને રે !—તારી૦

જ્યારે દીવો ના ધ　કોઈ,
　　　　ઓરે ઓરે ઓ અભાગી
　　　　　　　　દીવો ના ધરે કોઈ;
જ્યારે ઘનઘોરી તુફાની રાતે
　　　　　　બાર વાસે તને જોઈ,
ત્યારે આભની વીજે
તુ સળગી જઇ સૌનો દીવો
　　　　　　　　એકલો　થાને　રે !—તારી૦

તારી જો હાક સુણી કોઈ ના આવે—
　　　　　　　　તો એકલો જાને રે !
એકલો જાને, એકલો જાને,
　　　　　　　　એકલો　જાને　રે !—તારી૦

—મહાદેવભાઈ

૧૦૯ અ

## શૂર સંગ્રામ

શૂર સંગ્રામ કો દેખ ભાગે નહીં,
    દેખ ભાગે સોઈ શૂર નાહીં.

કામ ઔર ક્રોધ મદ લોભ સે ઝૂઝના,
    મડાં ઘમસાન તહેં ખેતમાંહી,

શીલ ઔર શૌચ સંતોષ સાથી ભયે,
    નામ સમશેર તહેં ખૂબ બાજે.

કહે કબીર કોઈ જૂઝિ હૈ શૂરમા,
    કાયરાં ભેડ તહેં તુરત ભાજે.

—કબીરજી



## ૧૧૦

# બારડોલી

ડોકાય જંગ થાણાં, હુશિયાર બારડોલી,
પૂગ્યાં વીરવહાણાં, તૈયાર બારડોલી. ૧

શરણાઇ ઘોર બાજે, ને આત્મ ઘેરું ગાજે,
વીરને વીરત્વ છાજે, પડકાર બારડોલી. ૨

એક દિન રાષ્ટ્ર નામે, ઝૂકાવ્યું જુલ્મ સામે,
તુજ કીર્તિ ઠામઠામે, સરદાર બારડોલી. ૩

ભાનુ સલીલ ખેંચે, વર્ષા અધિક દે છે,
ઊંધી રાજ્યનીતિ વહે છે, નિજ દ્વાર બારડોલી. ૪

સ્વાર્થે સદૈવ ઘૂમી, રસહીન કીધી ભૂમિ,
સત્યાગ્રહે ઝઝૂમી, કર વહાર બારડોલી. ૫

લડી સત્યની લડાઇ, દફનાર દંડશાહી,
હો સાચના સિપાઈ, રખવાળ બારડોલી. ૬

શુદ્ધ આત્મશક્તિ વેરી, દે વાદળાં વિખેરી,
કર પ્રાણને વધેરી, ઉદ્ધાર બારડોલી. ૭

વાયુ સુગંધી વાશે, યશગાન દેવ ગાશે,
ને ધન્ય ધન્ય થાશે, અવતાર બારડોલી. ૮

દે રંગ જંગ લહાણાં, કિરતાર બારડોલી,
ડોકાય વીર થાણાં, તૈયાર બારડોલી. ૯

## (૧૧૧)

## બાપુનો સંઘ

મારા બાપુનો સંઘ, મારા બાપુનો સંઘ,
આવ્યો સ્વરાજ ઘેર આણવા.
અમે માંડયો છે જંગ, અમે માંડયો છે જંગ,
શાંતિના રણરંગ માણવા. મારા૦

બોલ દરિયાની રાણી, બોલ દરિયાની રાણી,
સ્વરાજ ક્યાં સંતાડિયું ?
સાંભળ સાંભળ હિંદવાણી, સાંભળ સાંભળ હિંદવાણી
દરિયામાં રાજ તારું રાખિયું. મારા૦

ડોળ્યાં દરિયાનાં નીર, ડોળ્યાં દરિયાનાં નીર,
ડોળી ડોળી અમે થાકિયાં;
બાપુ ચાખે લગીર, બાપુ ચાખે લગીર,
સ્વરાજના સ્વાદ ચાખિયા. મારા૦

ચાલો ચાલો ત્રીસ ક્રોડ, ચાલો ચાલો ત્રીસ ક્રોડ,
મીઠાં સ્વરાજરસ ચાખવા;
ચાલો હિંદુમુસલમાન, ચાલો હિંદુમુસલમાન,
મીઠું તમારું બતાવવા. મારા૦

—જુગતરામ દવે

૦

## (૧૧૨)
## તીર્થભૂમિ

જય ધરાસણા ધન્યભૂમિ ગુજરાતે નિશ્ચે તું બની,
ઝળકાવીશું, દેશવિદેશે ખ્યાતિ હિંદુસ્તાનની.
કયાં ડુંગરી સ્ટેશન એ નાનું ?
કયાં ઉંટડી ગામ હશે પેલું ?
કયાં ધરાસણા કોણે ભાળ્યું ?
જય ધરાસણા ! ધન્યભૂમિ ગુજરાતે...
પડી દૃષ્ટિ સ્નેહા ગાંધીજીની,
ઘડી એક બધે હાકલ વાગી;
પછી ભવ્ય પિછાન થઈ એની,
જય ધરાસણા ! ધન્યભૂમિ ગુજરાતે...
ત્યાં ઉંટડીના એકાંત વને,
સૈનિક દલ નિર્ભય વાસ કરે;
ત્યાં શૌર્ય ભક્તિના ઓઘ વહે
જય ધરાસણા ! ધન્યભૂમિ...
એ વસમી વગડાની વાટે,
કંઈ કંટક ને પથરા ખૂંચે;
ત્યાં દૂર પથે રણભૂમિ બને,
જય ધરાસણા ! ધન્યભૂમિ...
એ શ્વેત સ્ફાટિક શા લૂણરાશી,
જોતાં દૃષ્ટિ નિશ્ચલ ઠરતી;
ત્યાં ફરતી કંટકવાડ કરી;
જય ધરાસણા ! ધન્યભૂમિ...
ત્યાં પોલિસ ફોજ ખડી ઉભી,
અધિકારી પણ કરતા ચોકી;

સહુ પાસે બંદૂક ને લાઠી,
જય ધરાસણા! ધન્યભૂમિ...
પણ શસ્ત્ર વિનાના સૈનિક ત્યાં,
ચાહીમ ધસે હસતા રમતા,
ક્યાં પેખી કદિ આ નીડરતા?
જય ધરાસણા! ધન્યભૂમિ...
અહ! યૌવનનું નવચેતન એ,
અહ! શૌર્ય અને ઉરમંથન એ;
કયમ પોલિસ ફોજ પિછાની શકે!
જય ધરાસણા! ધન્યભૂમિ...
શાં બંદુક ને લાઠી ખખડે?
અધિકારી દોડાદોડ કરે;
શૂર સૈનિકને હણવા તલસે!
જય ધરાસણા! ધન્યભૂમિ...
એ ધરાસણાની લાઠીઓ,
એ લાઠીમારના પડઘાઓ;
એ લોહીનીગળના સૈનિકો,
જય ધરાસણા! ધન્યભૂમિ...
કયમ ભૂલીએ રે એ ક્રૂર નીતિ!
કયમ ભૂલીએ નિર્દય એ લાઠી!
કયમ ભૂલીએ લોહીની ભૂમિ!
જય ધરાસણા! ધન્યભૂમિ...
એ ધરાસણાની રણભૂમિ!
ઓપાં બલિદાને અમર બની,
યાત્રિકોની બની તીર્થભૂમિ.
જય ધરાસણા! ધન્યભૂમિ ગુજરાતે...
—જ્યોત્સના બહેન

## ૧૧૩

## (છેલ્લો કટોરો)

"ઘનઘોર વનની વાટને અજવાળતો બાપુ,
વિકરાળ કેસરિયાળને પંપાળતો બાપુ."

... ... ... ... ...

"અણખૂટ વિશ્વાસે વહ્યું જીવન તમારું;
ધૂર્તો દગલબાજો થકી પડિયું પનારું;
શત્રુ તણે ખોળે ઢળી સુખથી સુનારું.
આ આખરી ઓસીકડે શિર સોંપવું બાપુ,
કાપે ભલે ગર્દનઃ રિપુ-મન માપવું બાપુ.
જા બાપ ! માતા આખલાને નાથવાને
જા વિશ્વહત્યા ઉપરે જળ છાંટવાને,
જા સાત સાગર પાર સેતુ બાંધવાને.
ઘનઘોર વનની વાટને અજવાળતો બાપુ,
વિકરાળ કેસરિયાળને પંપાળતો બાપુ !'
ચાલ્યો જજે તુજ ઓમિયો ભગવાન છે બાપુ,
"છેલ્લો કટોરો" ઝેરનો પીતા જજે બાપુ !

(૨)

સુર-અસુરના આ નવયુગી ઉદધિવલોણે,
શી છે ગતાગમ રત્નના કામી જનોને ?
તું વિના શંભુ ! કોણ પીશે ઝેર દોણે ?
હૈયા લગી ગળવા ગરલ ઝટ જાવ રે બાપુ !
ઓ સૌમ્ય-રૌદ્ર ! કરાલ-કોમલ ! જાવ રે બાપુ.
કહે જગત જોગી તણા શું જોગ ખૂટ્યાં ?

દરિયા ગયા શોષાઈ? શું ઘન નીર ખૂટ્યાં.
શું આભ સૂરજ—ચંદ્રમાનાં તેજ ખૂટ્યાં?
દેખી અમારાં દુઃખ નવ અટકી જજો બાપુ!
સહીશું ઘણું સહેશું વધુ: નવ થડકજો બાપુ.
ચાબૂક, જપ્તી, દંડ, ડંડા મારના.
જીવતાં કબ્રસ્થાન કારાગારનાં,
ઘોડાઘણા છૂંદકાવ ગોળીબારના.
એ તો બધાંય જરી ગયાં કોઠે પડ્યાં બાપુ.
ફૂલ સમાં અમ હૈયાં તમે લોઢે ઘડ્યાં બાપુ!

(૩)

શું થયું ત્યાંથી ટીપું લાવો ન લાવો
બોસા દઈશું ભલે ખાલી હાથ આવો.
રોપશું તારે કંઠ રસબસતી જુઈઓ,
દુનિયા તણે મોએ જરી જઈ આવજો બાપુ.
હમદર્દોના સંદેશડા દઈ આવજે બાપુ.
જગ મારશે મ્હેણાં ન આવ્યો આત્મજ્ઞાની
નાવ્યો ગુમાની પોલ પોતાની પિછાની,
જગપ્રેમી જોયો દાઝ દુનિયાની ન જાણી.
આગર માનવ—જાત આકુલ થઈ રહી બાપુ
તારી તબીબી કાજ એ તલખી રહી બાપુ.
છેલ્લો કટોરો ઝેરનો આ પી જજો બાપુ.
સાગરપીનારા—અંજલી નવ ઢોળજો બાપુ.

—ઝવેરચંદ મેઘાણી

૧૧૪

## એકજ એ નિરધાર.

અમારો એકજ એ નિરધાર,
પ્રભુજી ! તું ઉતારે પાર;
ક્યાં મુક્તિઓવારા ક્યાં તો મૃત્યુનો દરબાર,
અમારો૦—પ્રભુજી.

ફૂંકી માયા ફૂંકી પૂંજી,
ફૂંકયાં ઘર ને બાર,
મુક્તિ માટે તીરથયાત્રા લીધી ખાંડા-ધાર.
અમારો૦—પ્રભુજી.

વાટે ડાકૂ ઘાટે ડાકૂ,
છૂટે તાતાં તીર.
મારગડે વસમે વધતાં એ ઝળકે હૈયાં—હીર
અમારો૦—પ્રભુજી.

સંત ગુરુએ મારગ ચીંધ્યો,
સતની છે તલવાર,
ઢાલ અહિંસા, ભક્તિ ભાથું, આલંબન કિરતાર.
અમારો૦—પ્રભુજી.

—કલ્યાણજી

## ૧૧૫

## હરિનો મારગ

હરિનો મારગ છે શૂરાનો,
નહિ કાયરનું કામ જોને;
પરથમ પહેલું મસ્તક મૂકી,
વળતી લેવું નામ જોને.
સુત વિત દારા શીશ સમરપે,
તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા,
માંહી પડ્યા મરજીવા જોને.
મરણ આગળે તે ભરે મૂઠી,
દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઊભા જુએ તમાશા,
તે કોડી નવ પામે જોને.
પ્રેમપંથ પાવકની જ્વાળા,
ભાળી પાછા ભાગે જોને;
માંહી પડ્યા તે મહાસુખ માણે,
દેખનારા દાઝે જોને.
માથા સાટે મોંઘી વસ્તુ,
સાંપડવી નહિ સહેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા,
મૂકી મનનો મેલ જોને.
રામ અમલમાં રાતામાતા,
પૂરા પ્રેમી પરખે જોને;

પ્રીતમના સ્વામીની લીલા,
તે રજનિદન નિરખે જોને.
—પ્રીતમ

●

૧૧૬

## શિર સાટે

રે શિર સાટે નટવરને વરીએ,
રે પાછાં તે પગલાં નવ ભરીએ. (ધ્રુવ)
રે અન્તર દૃષ્ટિ કરી ખોળ્યું
રે ડહાપણ ઝાઝું નવ ડોળ્યું,
એ હરિ સારું માથું ઘોળ્યું-રે શિર સાટે૦
રે સમજ્યા વિના નવ નીસરીએ,
રે રણ મધ્યે જઇને નવ ડરીએ,
ત્યાં મુખ પાણી રાખી મરીએ-રે શિર સાટે૦
રે પ્રથમ ચડે શૂરો થઇને,
રે ભાગે પાછો રણમાં જઇને,
તે શું જીવે ભૂંડું મુખ લઇને-રે શિર સાટે૦
રે પહેલુંજ મનમાં ત્રેવડીએ,
રે હોડે હોડે જુદ્ધે નવ ચડીએ,
રે જો ચડીએ તો કટકા થઇ પડીએ-રે શિર સાટે૦
રંગસહિત હરિને રટીએ,
રે હાક વાગે પાછા નવ હટીએ,
બ્રહ્માનંદ કહે ત્યાં મરી મટીએ-રે શિર સાટે૦

—બ્રહ્માનંદ

●

# ચાનર–ગીતા

૧૧૭

## બોલો શ્રીરામજી

આવી શ્રીરામસેના, બોલો શ્રીરામજી;
રાવણના ભાર શા, બોલો શ્રીરામજી.
માતાના દૂત છે, બોલો શ્રીરામજી;
ભારતના પૂત છે, બોલો શ્રીરામજી.
દેશ ધ્વજ હાથમાં, બોલો શ્રીરામજી;
રામ નામ સાથમાં, બોલો શ્રીરામજી.
વીરા બજરંગના, બોલો શ્રીરામજી;
લંકાના જંગમાં, બોલો શ્રીરામજી.
દરિયે છલંગ દો, બોલો શ્રીરામજી;
રમતનો રંગ લો, બોલો શ્રીરામજી.
જાલિમનો ક્ષય થાવ, બોલો શ્રીરામજી;
વાનરનો જય ગાવ, બોલો શ્રીરામજી.

 —દેરાગજી

૧૧૮

## વાનર સેના, વાનર સેના

વાનર સેના, વાનર સેના
નીલ સેના અમારું નામ

છાતી ઉપર હનુમાનજી ને
માથે સીતારામ.

રાજા રામચંદ્રકી જય!
રાજા રામચંદ્રકી જય!
રાજા રામચંદ્રકી જય! ૧

વાનર સેના, વાનર સેના,
× સુરત અમારું સ્થાન?
હિંદ અમારી જન્મભૂમિ ને
હિંદ અમારો પ્રાણ!
વંદેમાતરમ્
વંદેમાતરમ્
વંદેમાતરમ્ ૨

વાનર સેના, વાનર સેના,
ત્રિરંગી ધ્વજ રાજ!
રંગોમાં તો ભરી અહિંસા
પટમાં પૂર્ણ સ્વરાજ!
રાષ્ટ્રધ્વજ કી જય!
રાષ્ટ્રધ્વજ કી જય!
રાષ્ટ્રધ્વજ કી જય! ૩

વાનર સેના, વાનર સેના,
સેવાના વ્રત માથે!
સત્યાગ્રહની ભીષ્મ પ્રતિજ્ઞા
લીધી માથા સાટે!
મહાત્મા ગાંધીજી જય!
મહાત્મા ગાંધીજી જય!
મહાત્મા ગાંધીજી જય!

—જુગતરામ દવે

---

× જે સ્થળની સેના હોય ત્યાંનું નામ બોલવું.

## ૧૧૯

## અમે ગાંધી વલ્લભનાં વાંદરાં

વાંદરાં વાંદરાં વાંદરાં રે, અમે ગાંધી વલ્લભનાં વાંદરાં;
ગાંધી વલ્લભનાં વાંદરાં.

ગોરાં ને કાળાં, નાનાં ને મોટાં,
એકજ માતાની કૂખનાંરે...અમે ગાંધી.

ઊંચાં ને નીચાં, જાડાં ને પાતળાં,
ભારત માતાના લાડકાંરે...અમે ગાંધી.

કાણાં ને કૂબડાં, લૂલાં ને લંગડાં,
ભારત માતાનાં ખોટનાંરે...અમે ગાંધી.

બ્રાહ્મણ ને વાણિયા, કણબી ને કોળી,
એકજ માતાની ગોદમાંરે...અમે ગાંધી.

હિંદુ ને પારસી, મુસ્લીમ ને ખ્રિસ્તી,
ભારત માતાનાં પોરિયાંરે...અમે ગાંધી.

ઢેડ ને ભંગી, ચમાર ને વાઘરી,
એકજ માતાનાં દૂધનાંરે...અમે ગાંધી.

ભારત માતાને દુઃખે દુભાઇ,
આવી ઊભા અહીં અંકડાંરે...અમે ગાંધી.

—ગિજુભાઇ

૧૨૦

## વાનરસેના વાનરસેના !

આગળ પગલે ચાલે કોણ ? વાનરસેના, વાનરસેના,
રાષ્ટ્રવાવટો ઝાલે કોણ ? વાનરસેના, વાનરસેના.
ધુડધુડ ડંકા બજાવે કોણ ? વાનરસેના, વાનરસેના.
નીલ નિશાની ફરકે કોણ ? વાનરસેના, વાનરસેના.
ધમધમ પગલે ચાલે કોણ ? વાનરસેના, વાનરસેના.
છાતી કાઢી દોડે કોણ ? વાનરસેના, વાનરસેના.
ડોળા કાઢી દેખે કોણ ? વાનરસેના, વાનરસેના.
પૂર જોસમાં મહાલે કોણ ? વાનરસેના, વાનરસેના.
ધ્વજને ઊંચે રાખે કોણ ? વાનરસેના, વાનરસેના.
ધ્વજની પાછળ પડશે કોણ ? વાનરસેના, વાનરસેના.
ઠુકઠુક કરતું ચાલે કોણ ? વાનરસેના, વાનરસેના.
સ્વરાજ બિંગલ ફૂંકે કોણ ? વાનરસેના, વાનરસેના,
સૌની ઊંઘ ઉડાડે કોણ ? વાનરસેના, વાનરસેના,
આગળ પગલે ચાલે કોણ ? વાનરસેના, વાનરસેના.
રાષ્ટ્રવાવટો ઝાલે કોણ ? વાનરસેના, વાનરસેના.

—જુગતરામ દવે

●

૧૨૧

## હા જી હા, હા જી હા

ભારતને કરશો આઝાદ ! હા જી હા, હા જી હા.
મોહન વીરનો જાદુઈ મંત્ર ! હા જી હા, હા જી હા.
ભારત માતાનાં સંતાન ! હા જી હા, હા જી હા.

ભારત માતા કેરાં દૂધ ? હા જી હા, હા જી હા.
નીલી પટ્ટી એ એંધાણુ ? હા જી હા, હા જી હા.
નહિ લજવશો કરતાં જૂધ ? હા જી હા, હા જી હા.

—ગિજુભાઇ

●

## ૧૨૨

## ભારત માતાનાં બાળકો

બાળકો બાળકો બાળકો રે,
અમે ભારતમાતાનાં બાળકો.
ભારતમાતાના ખોળામાં ખૂંદીએ,
લળી લળી પાયે લાગીએ રે...અમે૦
બાપા જો ખાદી પહેરે નહિ તો,
એની સાથે નહિ બેસીએ રે...અમે૦
માડી જો ખાદી પહેરે નહિ તો,
એની સાથે નહિ બોલીએ રે...અમે૦
બેની જો ખાદી પહેરે નહિ તો,
એની સાથે નહિ હસીએ રે...અમે૦
ભાઇ જો ખાદી પહેરે નહિ તો,
એની સાથે નહિ ખેલીએ રે...અમે૦
ગોઠિયા જો ખાદી પહેરે નહિ તો,
એની સાથે નહિ રમીએ રે...અમે૦
બાળકો બાળકો બાળકો રે,
અમે ભારતમાતાનાં બાળકો.

—ગિજુભાઇ

●

## ૧૨૩

## વાનરસેના નહિ ડરશે

વાનરસેના નહિ ડરશે; નહિ ડરશે, નહિ ડરશે.
કોઈનાથી એ નહિ ડરશે; નહિ ડરશે, નહિ ડરશે.
કુત્તાબિલ્લીથી નહિ ડરશે; નહિ ડરશે, નહિ ડરશે.
સિંહવાઘથી નહિ ડરશે; નહિ ડરશે; નહિ ડરશે.
ભૂતપલિતથી નહિ ડરશે; નહિ ડરશે; નહિ ડરશે.
ચોરટ્ઠારથી નહિ ડરશે; નહિ ડરશે, નહિ ડરશે.
સિપાઇથી એ નહિ ડરશે; નહિ ડરશે. નહિ ડરશે.
સત્તાથી એ નહિ ડરશે; નહિ ડરશે, નહિ ડરશે.
સોટીથી એ નહિ ડરશે; નહિ ડરશે, નહિ ડરશે,
ચપાટથી એ નહિ ડરશે; નહિ ડરશે, નહિ ડરશે.
ધક્કાથી એ નહિ ડરશે; નહિ ડરશે, નહિ ડરશે.
ઘોડાથી એ નહિ ડરશે; નહિ ડરશે, નહિ ડરશે.
લાઠીથી એ નહિ ડરશે; નહિ ડરશે, નહિ ડરશે.
કોઈનાથી એ નહિ ડરશે; નહિ ડરશે, નહિ ડરશે.

—ગિજુભાઇ

●

## ૧૨૪

## વાનર–ગીત

મોટા વાનરઃ વગર પૂંછડિયા વાનર ભાઇઓ! (૩)
નાના વાનરઃ હૂપ હૂપ હૂપ રે હૂપ!
મોટાઃ લડવા ચાલો! (૩)
નાનાઃ ચાલો લડવા, હૂપ હૂપ.

મોટા: કમ્મર બાંધો !
નાના: કમ્મર બાંધી હૂપ હૂપ. (૩)
મોટા: છાતી કાઢો !
નાના: છાતી કાઢી હૂપ હૂપ ! (૩)
મોટા: કદમ્ મિલાઓ,
એક દો, એક દો !
નાના: એક દો, હૂપ હૂપ ! (૩)
મોટા: રાવણ જેવા, રાક્ષસ જેવા,
ભારે બળિયા, ગોરા સાથે—
લડાઈ ખેલો !
નાના: લડાઈ ખેલો, હૂપ હૂપ ! (૩)
મોટા: સીતા સરખી, આપણુ સૌની,
ભારત માને લૂંટી ચાલ્યા—
ચાલો ભૈયા !
નાના: ચાલો ભૈયા હૂપ હૂપ ! (૩)
મોટા: હથિયારો પણુ કેવાં કેવાં ? સાચ ને શાંતિનાં રૂડાં,
રામ ને રહેમાન જેવાં, વજ્જરને પીગળાવે તેવાં,
બાંધી લેજો !
નાના: બાંધી લીધાં હૂપ હૂપ ! (૩)
મોટા: ગાંધી બાપુ ભારતકાજે, ફકીર થઈને હાકલ પાડે,
ઊઠો જાગો નિદ્રા ત્યાગો, ચાલો સૌએ,
રણમેદાને !
નાના: રણમેદાને હૂપ હૂપ ! (૩)
મોટા: સંદેશો સૌને પહોંચાડો, દેશી પહેરો દેશી ઓઢો,
પરદેશીને ઝેર પ્રમાણો, ભારતની જંજીરો તોડો,—
ભારતવાસી

નાનાઃ ભારતવાસી હૂપ હૂપ ! (૩)
મોટાઃ વીર વાનરો રણમેદાને, લાઠી પકશે, ધોકા ફરશે,
વિમાનમાંથી બોમ્બ ધડૂકશે, ત્યારે કહેજો પ્રચંડ સાદે
આવી જાઓ !

નાનાઃ આવી જાઓ હૂપ હૂપ ! (૩)
મોટાઃ સનનન કરતી ગોળી છૂટે, ધનનન કરતા ગોળા છૂટે,
સંકટના હિમાલય તૂટે, ધૂન મચવજો હસતે મુખડે,
જય હિન્દુસ્તાં !

નાનાઃ જય હિન્દુસ્તાં હૂપ હૂપ (૩)
મોટાઃ નાચો ભૈયા કૂદો ભૈયા, સ્વરાજ સાકરસ લૂંટો ભૈયા,
ભારતની આઝાદી કેરાં, ગીત મધુરાં ગાઓ ભૈયા
જય ભારતકી !

નાનાઃ જય ભારતકી હૂપ હૂપ ! (૩)
મોટાઃ સફેદ લીલો કેસર રંગો, મુક્તિના અવતાર સરીખો,
હિન્દી જનમનમોહન પ્યારો, ફરફર ફરતો ઝંડો મારો,
જુગ જુગ જીવો !

નાનાઃ જુગ જુગ જીવો હૂપ હૂપ ! (૩)
મોટાઃ જંગ બહાદુરો કદમ બઢાઓ, ધમધમ ધમધરણી ધ્રુજાવો,
"ધર્મે જય"નો વિજય તમારો જયજય નાદે ગગન ગજાવો,
સ્વરાજકી જય !

નાનાઃ સ્વરાજકી જય હૂપ હૂપ ! (૩)
મોટાઃ વગર પૂંછડિયા વાનર ભાઈઓ રે
નાનાઃ હૂપ હૂપ હૂપ રે હૂપ !

—ચીમનલાલ ભટ્ટ

o

## ૧૨૫

# ગોરો

એક બાલકઃ— છોકરાંઓ રે !
બધાં બાળકઃ— હો........રે !
એક૦— ગોરો આવ્યો !
બધાં— કયાંથી આવ્યો !
એક૦— મૂઠી જેટલો મુલક મૂકી
દૂરને દરિયેથી આવ્યો !
બધાં— વારુ, વારુ, કયાં ઉતર્યો ?
એક૦— ચોરાશી બંદરને ખાળે—
સુરતને કિનારે ઊતર્યો.
બધાં— વારુ, વારુ, શું શું લાવ્યો ?
એક૦— શું શું લાવ્યો ?........
કોટ લાવ્યો, પાટલુન લાવ્યો,
સુંડલા જેવી ટોપી લાવ્યો,
દારૂની બાટલીઓ લાવ્યો,
બાટલી સાથે બૂટ લાવ્યો.

×

લૂંટારાની ખાણ જેવાં—
વેપારીનાં વહાણ લાવ્યો,
ભાત ભાતના નખલા લાવ્યો.
ફેશનના બહુ તખતા લાવ્યો;

×

ધૂમાડાના ભૂંગળ સાથે—
દુઃખના તો ડુંગર લાવ્યો,

નકલી ધોતી–સાડી લાવ્યો,
ભૂખ ભૂખ કરતી ગાડી લાવ્યો;

×

લશ્કરની તો લાર લાવ્યો,
ધનના ભૂખ્યા તાર લાવ્યો,
તોપ ને બંદૂક જેવાં—
કેટલાં યે કરતૂક લાવ્યો!
રોનક લાવ્યો, ચેટક લાવ્યો.
ન્યાયનીતિનાં નાટક લાવ્યો;
ધોળા દી'ના ધાડાં સાથે—
નામર્દીનાં ગાડાં લાવ્યો.

×

કતલના કૈં સંચા લાવ્યો,
પોતાના વહીવંચા લાવ્યો,
સ્વારથના બહુ કિસ્સા લાવ્યો.
દોલત ભરવા ખિસ્સાં લાવ્યો.

×

જાતજાતના સંચા લાવ્યો,
ધર્મ વિનાના ધંધા લાવ્યો,
સ્વારથ કાજે અંધા એવા—
નોકર ચાકર બંધા લાવ્યો;

×

કેળવણીના કૂચા લાવ્યો,
છાપાનાં બહુ કૂચા લાવ્યો,
કૌરવ જેવાં કૂળ સાથે—
ગુલામીનાં મૂળ લાવ્યો!

×

બધાં— એ અમારે નહિ જોઇએ,
નહિ જોઇએ, નહિ જોઇએ,

એક૦— ગભરાશો નહિ ડરશો નહિ,
પાછી પાની ધરશો નહિ.
ગાફલ થઇને ફરશો નહિ,
ઘર મૂકીને ખસશો નહિ,
ગોરાની એ જંજાળોમાં—
ફસશો નહિ ફસશો નહિ.
મરદ બનો, બહાદુર બનો,
ઘરનું ભણો, ઘરનું વણો,
ઘરના વાંધા ઘરમાં છણો,
સાથે રહીને પેટ ભરો,
છોને વેઠો ભૂખમરો,—
પણ સંપ કરો-પ્રેમ કરો.

×

સચ્ચાઇથી નિર્ભય રહો,
શાંતિ રાખીને દુઃખ સહો,
ભર દુનિયામાં વીર બનો,
ટાણું જોઇ શહીદ બનો.
સ્વાધીન રહીને કદમ ભરો,
ઇશ્વર પર વિશ્વાસ ધરો.

બધાં— વિજય વિજય છે ભારતનો,
વિજય વિજય છે ભારતનો.

—ત્રિભુવન વ્યાસ



૧૨૬

## ઘેરિયા—ગીત

સમરેક મોરચા
વાનરસેના ! મોરચા.

મારો પડઘી વાનરભાઈ, યુદ્ધની તૈયારી થાય.
—હારે હાં ભાઈ.
ધસો ધમો આગે વીર ! ભારતમાના રણધીર !
—હારે હાં ભાઈ.
માડીનાં દીપાવો દૂધ, શાન્તિનાં લડી લો યુદ્ધ
—હારે હાં ભાઈ.
બીક કોની ધરશો ના, માતને લજવશો ના,
—હારે હાં ભાઈ.
અણમૂલો અવસર આ ભાઈ, દેવો પણ ઊતરવા ચહાય;
—હારે હાં ભાઈ.
તેડે છે સાગરને તીર, લડવૈયો સાચો ફકીર,
—હારે હાં ભાઈ.
ચાલો ચાલો વાનરભાઈ, રામની ફરતી દુહાઈ;
—હારે હાં ભાઈ.
ઉતરો રણ મેદાનમાં, ઝીંછજો વીરા તાનમાં
—હારે હાં ભાઈ.
લાઠી પડે તડાતડ, માથાં ફૂટે ફડાફડ
—હારે હાં ભાઈ.
ઘોડાની જ્યાં દોડાદોડ, ઊભા રહો જોડાજોડ
—હારે હાં ભાઈ.

સનનન ગોળી છૂટે લાખ, મર્દો ના કપાવે નાક;
—હાંરે હાં ભાઈ.
વાનરસેના હોશિયાર! કૂદકડા મારે તૈયાર!
—હાંરે હાં ભાઈ.
શુરા તે શહીદ થાય, કાયરાં તે ભાગી જાય
—હાંરે હાં ભાઈ.
કપરૂં લીધું માથે કામ, ગઢ લંકા જીતવો છે હામ?
—હાંરે હાં ભાઈ.
ચાલો ત્યારે રાખો નામ, જય જય બોલો સીતારામ
—હાંરે હાં ભાઈ.

—ગોપાળજી પટેલ

●

## ૧૨૭

## નીલ સેનાના વાંદરા

ફરકંતા આવે વાવટા, ગર્જંતા આવે ગામ રે;
મારી નીલ સેનાના વાંદરા.

મારા ગામના દરજીડા રે, વીરા તમને વીનવીએ;
તમે ખાદી કપડાં શીવો રે...
મારી નીલ સેનાના વાંદરા.

મારા ગામના કાપડિયા રે, બાપુ તમને વીનવીએ;
તમે દેશી કપડાં વેચો રે...
મારી નીલ સેનાના વાંદરા.

મારી ગામની માત એો રે, બહેનો તમને વીનવીએ
તમે દેશી કપડાં પહેરો રે...
મારી નીલ મેનાના વાંદરા.

મારા ગામના પિતાઓ રે, ધારો તમને વીનવીએ;
તમે દેશી કપડાં ધારો રે...
મારી નીલ સેનાના વાંદરા.

મારી માતાના ઓ વીરા રે, ભાઇઓ તમને વીનવીએ;
તમે દેશી કપડાં પહેરો રે...
મારી નીલ સેનાના વાંદરા.

ફરકંતા આવે વાવટા, ગજવંતા આવે ગામ રે;
મારી નીલ મેનાના વાંદરા.

—ગિજુભાઈ

## ૧૨૮

## મારું નાનકડું ગામ

મારું નાનકડું ગામ,
મારું રૂપકડું ગામ,
શુક તારા સમું મનોહારી હો રામ!
મારું નાનકડું ગામ,
મારું વહાલીડું ગામ,
તારી નાની શી દેહ દિલ મોટાં હો રામ!
મારું નાનકડું ગામ,
મારું મોંઘેરું ગામ,
તારા બોલે હેડે તે ભાવ ઝાઝા હો રામ!
મારું નાનકડું ગામ,
મારું થનગનતું ગામ,
તારાં સાદાં જીવન કંઇ અમીભર્યાં હો રામ!
મારું નાનકડું ગામ,
મારું ટેકીલું ગામ,

તારાં સાચાં જીવન મ્હેક મ્હેકતાં હો રામ !
માર્‌ું નાનકડું ગામ,
મારું રઢિયાળું ગામ,
સ્વર્ગ ઉતર્યું આકાશથી અવનિ પરે હો રામ !
મારું નાનકડું ગામ,
મારું ઝગમગતું ગામ,
દેશ મંદિરનો ટમટમતો દીવો હો રામ !
મારું નાનકડું ગામ,
સંપ સંપીલું ગામ,
જ્યાં ગંગાજમનાની એકદિલી હો રામ !
મારું ગોકુળિયું ગામ,
તારે ખોળે હો રામ,
ધ્રુવ પ્રહ્લાદશાં બાળ ખેલે હો રામ !
મારું નાનકડું ગામ,
તારે આંગણિયે રામ,
આમ લક્ષ્મીનાં તેજ પથરાયાં હો રામ !

—ચીમનલાલ ભટ્ટ

## ૧૨૯
## રેંટિયો

રેંટિયે લેજો હરિનું નામઃ
રેંટિયો દીન તણો દાતાર—રેંટિયો૦
રેંટિયો ભૂખ્યાનો ભંડાર— „
રેંટિયો અન્નજળનો દેનાર— „
રેંટિયો વસ્તરનો પૂરનાર— „
રેંટિયો દળદરનો હરનાર— „
રેંટિયો આંગણાનો શણગાર— „
રેંટિયો ગરીબડાંની ગાય— „
રેંટિયે સરવાં સુખિયાં થાય— „

—રમણલાલ સોની

## ૧૩૦
## કાચા સૂતરનો તાંતણો

અતૂટ એક કાચા સૂતરનો તાંતણો,
અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.
હાંરે ઓલી લોઢાની બેડિયું ય તૂટે, અતૂટ૦
હાંરે ઓલી સોનાની સાંકળી વછૂટે, અતૂટ૦
હાંરે ધાર ખાંડાની તેય થાય ખાંડી, અતૂટ૦
હાંરે હાર માને હજાર તોપ ગાંડી, અતૂટ૦
હાંરે દુર્બળિયાં શું બળિયાને બાંધે, અતૂટ૦
હાંરે શામળાં શું ઉજળિયાંને સાંધે અતૂટ૦
હાંરે અંધ સાથે આંખળાંને બાંધે, અતૂટ૦
હાંરે પંગુ સાથે પાંગળાંને સાંધે, અતૂટ૦

હાંરે રાંક સાથે તે રાજાને બાંધે. અતૂટ૦
હાંરે રામ સાથે તે માનવીને સાંધે, અતૂટ૦
હાંરે કાંતો કાંતો ને બહેન! પૂરી પ્રીતે, અતૂટ૦
હાંરે કાંતો કાંતો ને ભાઇ! એક ચિત્તે, અતૂટ૦
હાંરે ઘરોઘરમાં એ પ્રેમને પસારો. અતૂટ૦
હાંરે મારી ભારતીના ભારને ઊતારો. અતૂટ૦
હાંરે રૂડા રેંટિયા અખૂટ બાપ દેજો, અતૂટ૦
હાંરે બાપુ ગાંધીજીની જીંદગીનો રહેજો
અતૂટ એક કાચા સૂતરનો તાંતણો.

—જુગતરામ દવે

## ૧૩૧

### કાંતવાનું દેવું

માથે કાંતવાનું દેવું—
જો જો ભૂલમાં નહિ જાય,
એનું વ્યાજ થોડા જેવું,
જો જો પાછળ નહિ પહોંચાય.
આજ વિતાડી જો આળસમાં.
કાલ ઢાંકવા થાશે વસમા.
આગ લાગે ત્યારે,
જ્યારે આગ લાગે ત્યારે,
જો જો કૂવો નહિ ખોદાય. માથે૦
ગરીબનું છે પૂજન માંડ્યું,
અક્ષતકુંકુમ પાર ઉતાર્યું.
દરિદ્રનારાયણનું અને દરિદ્રનારાયણનું,
જો જો નૈવેદ નહિ વિસરાય, માથે૦

રંક સુખી ત્યાં રાજ સુખી છે,
રંક દુઃખી ત્યાં રાજ દુઃખી છે.
રંકનો પડછાયો, રાજા રંકનો પડછાયો,
જો જો કાયમનો એ ન્યાય. માથે૦

● —પ્રીતમલાલ મઝમુદાર

## ૧૩૨

## દેશી સાંભરે રે

હું તો જાગું જોઉં ને દેશી સાંભરે રે!
મારૂં મન તો વિદેશ વહી જાય રે—
જાગું જોઉં ને દેશી સાંભરે રે!
હું તો દાતણ કરૂં ને દેશી સાંભરે રે!
મારા પાઉડર પરદેશથી લવાય રે—
દાતણ કરૂં ને દેશી સાંભરે રે!
હું તો નાવણ કરૂં, ને દેશી સાંભરે રે!
મારા સાબુ તો પરદેશથી લવાય રે—
નાવણ કરું ને દેશી સાંભરે રે!
હું તો લખવા બેસું ને દેશી સાભરે રે!
મારા કાગળ પરદેશથી લવાય રે—
લખવા બેસું ને દેશી સાંભરે રે!
હું તો ફરવા જાઉં ને દેશી સાંભરે રે!
મારા વાયલિયાં ઉડી ઉડી જાય રે—
ફરવા જાઉં ને દેશી સાંભરે રે!
મને સ્વપ્ના મહીં યે દેશી સાંભરે રે!
મારા દેશનું કલંક કેમ જાય રે—
જાગું જોઉં ને દેશી સાંભરે રે!

જ્યોત્સ્ના શુક્લ

●

## ૧૩૩

## ખાદી રંગ લાગ્યો

હું તો કાપડબજારે ગઈ'તી રે, ખાદી રંગ લાગ્યો,
પરદેશીનાં ચોટલાં દીઠાં, ને દિલને ડંખ લાગ્યો.
શોધી શોધીને બ્હેન હું તો થાકી રે, ખાદી રંગ લાગ્યો,
જોયાં વાયલ ને આંખ થઈ રાતી રે, દિલને ડંખ લાગ્યો.
હું તો ભર્યા બજારમાંહ્ય ઊભી રે, ખાદી રંગ લાગ્યો,
કોઇ દીઠો ન દેશનો સપૂત, દિલને રંગ લાગ્યો.
મારા દેશમાં કપાસ ફાલ ફાલ્યો રે ખાદી રંગ લાગ્યો,
વેચ્યો વેચ્યો વિદેશમાં તમામ, દિલને ડંખ લાગ્યો.
મ્હારા ખેડૂને ખંતે ઉગાડ્યો રે, ખાદી રંગ લાગ્યો,
વસ્ત્રહીણાં ફરે છે એનાં બાળ, દિલને ડંખ લાગ્યો.
મારો વણુકરની વાત કોણ જાણે રે, ખાદી રંગ લાગ્યો,
પૂરો રોટલો ન પામે એનાં બાળ, દિલને ડંખ લાગ્યો.
શિર ચોંટયું કલંક બ્હેન કાઢો રે, ખાદી રંગ લાગ્યો.
પરદેશીનો મોહ હવે છોડો રે, દિલને ડંખ લાગ્યો.

—જ્યોત્સ્ના શુકલ

●

## ૧૩૪

## પરદેશીએ પાયમાલ કીધું

પરદેશીએ પાયમાલ કીધું
ભારત પરદેશીએ પાયમાલ કીધું.
હીરા ને હેમ ગયા, કાગળ ને કાચ રહ્યા,
કથીર નાણું ચાલુ કીધું—ભારત૦

હાથની કળા હણી, સંચે હિન્દી તણી
સં ચે સ ભા ના થ કી ધું—ભારત૦
અંગૂઠાં, આંગળી કાપી કારીગરી,
ઢાકા મલમલ બંધ કીધું—ભારત૦
રિદ્ધિસિદ્ધિ સહુ ભારતે ભરી'તી બહુ
પ ર દે શી એ ચૂસી લી ધું—ભારત૦
શૂરાનું શૂર ગયું દૈવત દેવોનું ગયું
વીરોનું પણ પણ લીધું—ભારત૦

૧૩૫

## મારો રેંટિયો

ધીરો ધીરો ચાલે રે,
મીઠો મીઠો ગાજે રે,
રૂડો મ્હારો રેંટિયો હો જી.
એ રેંટિયામાં દેશોદયના નીકળે તાર,
એ તારે તારે ભાળું ભારતનો ઉદ્ધાર.
ધીરો ધીરો ચાલે રે.
ત્રાક રૂડી, પંખા રૂડા, ઉજ્જવળ એનો નાદ,
ઉજ્જવળ પૂણી ઓપતી ઉજ્જવળ મારા હાથ,
દેશ મારા દેશને,
ઉજ્જવળ ઉજ્જળ સાથ.
દુઃખો સહુ હરતો રે,
નિર્ભયપણે ફરતો રે,
રૂડો મારો રેંટિયો હો જી.

દયા, ક્ષમા ને દીનતા, ત્રણુનો કાંત્યો તાર;
સુંદર રંગે શોભતો દે સુખ તેહ અપાર.
મમ દુઃખિયાનો દિલાસો રે,
વિપત્તિનો વિસામો રે,
રૂડો મારો રેંટિયો હો જી.
આ રેંટિયાથી નીપજે સુંદર ખાદી રાજ,
આ રાજે રાજે, સ્વરાજ્ય આવે છે પાસ;
ધીરો ધીરો ચાલે રે,
મીઠો મીઠો ગાજે રે,
રૂડો મારો રેંટિયો હો જી.

—મનોહર

## ૧૩૬

## વહાલો રેંટિયો

સ્વતંત્રતાની સિદ્ધિરે, સ્વદેશ કેરી રિદ્ધિરે;
વહાલો મારો રેંટિયો હો જી.
જેના ગુંજનમાં રામ કેરાં નામ,
ઉચ્ચકેરી શક્તિરે, જન્મભૂમિની ભક્તિરે;
એ તો એક જ રેંટિયો હો જી.
શ્રદ્ધા ને એકાગ્રતા, સંયમ શક્તિ વિશેષ;
ધૈર્ય ખીવટ ને શાંતિના, આપે જે ગુણ બેશ,
જડને ચેતન કરતો રે;
વહાલો મારો રેંટિયો હો જી—સ્વતંત્રતાની.

પરદેશી પરતંત્રતા, તોડે પળની માંહ્ય;
દે આર્થિક સ્વતંત્રતા, શીળી સુખની છાંય.
નિર્ધનિયાંનો બેલીરે;
એ તો એકજ રેંટિયો હોજી.
સ્વતંત્રતાની.
સૂતર કેરે તાંતણે, સહેજે મળે સ્વરાજ;
જેના બળથી હિંદના સુધરે સઘળાં કાજ.
રૂપાળો રઢિયાળોરે.
વહાલો મારો રેંટિયો હોજી—સ્વતંત્રતાની.
સુદર્શન ચક્કર સમું સર્વ શક્તિનું પૂર,
જેમાં ગૂઢરીતે ભર્યું સો સૂરજનું નૂર;
એવો પ્રૌઢ પ્રતાપીરે :
વહાલો મારો રેંટિયો હોજી—સ્વતંત્રતાની.
સ્ત્રીકેરા શિયળની રક્ષાનો કરનાર,
યોદ્ધાને અવકાશમાં છે શાંતિ દેનાર
—સીતારામ શર્મા

૧૩૭

## રેંટિયા સ્તોત્ર

(૨)

પ્રાચીન અમારા દેશમાં ઉદ્યોગ ગૃહનો રેંટિયો,
ઘર ઘર ફરી જાગ્રત કરો પાછો મૂકેલો રેંટિયો. ૧
ચેતનફુવારા દેશમાં ઉરાડતો આ રેંટિયો,
મરુભૂમિને રસબસ કરી ફળદ્રુપ કરતો રેંટિયો. ૨
જડકાષ્ટનો જોકે બનેલો દીસતો આ રેંટિયો,
ચેતન થકી ભરપૂર ને જીવંત છે આ રેંટિયો. ૩
ખાયે નહિ પીએ નહી સુવે નહિ આ રેંટિયો,
થાકે નહિ થોભે નહિ પણ કામ આપે રેંટિયો. ૪

માનસરનો મોતીચરનો હંસલો આ રેંટિયો,
થાતાં પ્રસન્ન કણુ મોતીના દેશે જગતને રેંટિયો. ૫
ધન્ય છે તે હાથને જે ફેરવે આ રેંટિયો,
ધન્ય છે તે મગજને જેણે રચ્યો આ રેંટિયો. ૬
ધન્ય છે તે કાષ્ટને જેનો બને છે રેંટિયો,
ધન્ય તે સુથારને હેતે ઘડે જે રેંટિયો. ૭
કવિઓ તમારા કવનમાં કવજો હવે આ રેંટિયો,
વક્તૃત્વમાં વક્તા તમે વીકસાવજો આ રેંટિયો. ૮
ગરબા મહીં બહેનો તમે ગાજો હવે આ રેંટિયો,
ભજનોમહીં ભક્તો તમે લલકારજો આ રેંટિયો. ૯
શાળા મહીં ઇનામમાં સૌ આપજો આ રેંટિયો,
નાતો તણા લહાણા મહીં સૌ વહેંચજો આ રેંટિયો. ૧૦
પંજાબ કન્યાદાનમાં જ્યમ પુત્રીને દે રેંટિયો,
ત્યમ અન્ય પ્રાંતો હિંદના દો કન્યકાને રેંટિયો. ૧૧
સ્વરાજ્યના નિશાનમાં ચીતરાવજો આ રેંટિયો,
આત્મશુદ્ધિનો અલૌકિક મંત્ર મોટો રેંટિયો. ૧૨
ગાવે કબીરા પદમહીં કે છે પવીતર રેંટિયો,
ગાંધી લખે નવજીવનમાં કે સ્વર્ગચવી રેંટિયો. ૧૩
ખાતાં પીતાં સૂતાં અને વળી સ્વપ્નમાંહી રેંટિયો,
જન રટણ કરજો રાતદિન બસ રેંટિયો ને રેંટિયો. ૧૪
પ્રતિમારૂપે પ્રતિરૂપે દાખલ કરો આ રેંટિયો,
પ્રાચીન અમારા દેશમાં ઉદ્યોગ ગૃહનો રેંટિયો. ૧૫
જે ગાય સુણે સ્તોત્ર યાને ફેરવે આ રેંટિયો,
વાતો મળે વૈકુંઠમાં છે વેદ વાક્યમ્ રેંટિયો. ૧૬

૧૩૮

## હરિજનની ઝુંપડીએ જાઉં

મા, હું તો હરિજનની ઝુંપડીએ જાઉં,
ઝુંપડીએ જાઉં, સાથી સંકટનો થાઉં—મા૦
અંગ ઢાંકે મારાં વાળે આંગણિયાં,
એનો એ શિંગણુ થાઉં—મા૦
મેલો ઘેલો તોયે વ્હાલો તને હું,
હોં સે પ્રીતિ રસ પાઉં—મા૦
એઠું મુસલમાન ખ્રિસ્તી ભાઇઓને,
હિંદુથી શાને અભડાઉં?—મા૦
ખેલે ખોળામાં શ્વાન બિલાડાં,
માનવીથી શાને અભડાઉં?—મા૦
છેરો છેરો હું ભાગ્યો ભાઇઓથી,
પૂરો એ પાપે પસ્તાઉં—મા૦
આઘા રહીને નાંખ્યાં અજીઠાં,
આજે એ લાજે લજાઉં—મા૦
દીન પતિતના દેહી પ્રભુને,
જમવા નોતરવા ને જાઉં—મા૦
ભોંજે કિનારા ભરતી વેરાયે,
ભાંડુના ભાવે ભીંજાઉં—મા૦
જેણે બેટાડ્યા ભાંડુ ભૂલાયાં,
ગુણ શા ગાંધીજીના ગાઉં?—મા૦

૧૩૯

## પાપના ભારા

સદીઓ જૂના પાપના ભારા, આજે ભસમ થાય,
છૂત અછૂતનાં ઝેર હળાહળ, આજે શમી જાય,
અછૂતો ભાઇ અમારા,
હરિજન હરિને પ્યારા! ૧

દૂર કરેલાં, ધુતકારેલાં, દુઃખડૂબ્યાં હરિજન,
અંતર એનું 'હાય' પુકારે, 'જુલમ શો ભગવન'!
ઓરે ઓ નીચાજોણું,
જગતમાં હિન્દુઓનું! ૨

નરકને જે દૂર કરે તે, નરક માંહી રીબાય,
અમૃત સાટે વિષની પ્યાલી, કેવો શેતાની ન્યાય!
આ શું ધર્મ હરી કે?
કલંકિત હાય અરે રે! ૩

માણસ જેવાં માણસને કેમ હડે હડે કહેવાય?
હદય માંયલો રામજી એનો, ફેરે ફેરે દુભાય,
ઓરે! ભૂંડાં ભૂખનાં જેવાં,
આવાં કેવાં માનવ હેવાં? ૪

અડશો મા વળી આવશો મા કેઇ, દેવના મંદિર માંય,
પતિત-પાવન દેવ અમારા, પતિતથી અભડાય!
ઓરે ઓ દેવની હાંસી,
રૂઠ્યા દેવ મંદિરવાસી! ૫

રામ ભજે ને તુલસી પૂજે, એકતારો લઇ ગાય,
આતમ-જ્ઞાનનાં ગીત રૂપાં, આનંદમંગળ થાય,

આવાને શું અછૂત કહેશો ?
અછૂત જગે થઇ રહેશો ! ૬

કાડ અછૂત કે ચામ અછૂત કે જીવ અછૂત કહેવાય ?
પંચભૂતોના પિંજર માહે, અછૂત વસે ક્યાંય ?
ખરેખર મનનાં ભૂતો !
જાગો ઉઠો ભાગી છૂટો ! ૭

ઉચ્ચ ન હો કોઇ, નીચ ન હો કોઇ, બની રહો ભાઇ ભાઈ !
ગંગા યમુના સંગમ સરખી, મંગલ પ્રેમ સગાઈ !
અંધારાં ઘોર શમાવો,
પ્રભુ ! પ્રેમ જ્યોતિ ઝગાવો ! ૮

—ચીમનલાલ ભટ્ટ

●

## ૧૪૦

## આરતવાણી

ડૂબિયાં ડૂબિયાં ડૂબિયાં,
આપણે દુઃખના દરિયે ડૂબિયાં રે.
ડૂબતાં જોઇને દુરિજનોએ,
ઉપરથી તો દાબિયાં રે. ડૂબિયાં૦
ડૂબિયાં તે તો આપણુ ડૂબિયાં,
પડખે કોઇ નવ ઊભિયાં રે. ડૂબિયાં૦
પડખે ન ઊભિયાં ને આપણુ ડૂબિયાં,
એવાં આપણુ ભૂલિયાં રે. ડૂબિયાં૦
ડૂબિયાં ડૂબિયાં એટલાં તો ડૂબિયાં,

જરાક ચોટલિયાં તો ઊભિયાં રે. ડૂબિયાં૦
હરિકૃપાથી તળિયે ન પૂગિયાં,
તેટલેકથી તો થોભિયાં રે. ડૂબિયાં૦
ડૂબતાં જોઇને ગાંધીજી આવ્યા,
રેંટિયા નાવડી લાવિયાં રે. ડૂબિયાં૦
નાવડીમાં ઝટ અમને ચડાવિયાં ને,
દુઃખદરિયેથી તારિયાં રે. ડૂબિયાં૦

—ઉકાભાઈ ચોધરી

●

## ૧૪૧

## ગાંધી મસાલો

અસુખ જીવમાં વાધ્યું ઘણું ને,
રોગે તે દેશને ઘેરીઓ રે;
દેશદેશના બહુ વૈદો જ તેડિયા,
તેમ તેમ રોગ બહુ વાધીઓ રે. અસુખ૦

પીડા તે પારખી ગાંધીજી ધાયા,
મરી મસાલો આપીઓ રે;
જેમ જેમ આપીઓ તેમ તેમ માગીઓ,
આખો હિંદ તો જાગીઓ રે. અસુખ૦

રાનીપરજમાં ગાંધી મસાલો,
ઘણા જનોએ ચાખીઓ રે;
ચાખીઓ ચાખીઓ એટલો તો ચાખીઓ
આખા ડીલ પર નાખીઓ રે. અસુખ૦

તેજાનો ઘણો ગુણકારી એ તો,
રોગીના રોગને હાંકીએ રે;
નીરોગી થઈને સબળા રે બનીઆ,
પગમાં નવું જોર આવીઉં રે. અસુખ૦
સર્વે ભાઈઓ ગાંધી મસાલો,
ગજવે ઘાલી રાખજો રે;
શાકમાં નાખજો પાકમાં નાખજો,
એમ ને એમ તમે ફાકજો રે. અસુખ૦

—ઉકાભાઇ ચોધરી

●

## ૧૪૨

## અમે ડરતા નથી

અમે ડરતા નથી હવે કોઈથી રે
સદા ભજીએ ભલા ભગવાન. અમે૦
બીક રાખે મનુષ્યો બાયલા રે
અમે બહાદુર ને બળવાન. અમે૦
બીક રાખે હરામી આળસુ રે
હાથ – પગમાં અમારું તાન. અમે૦
માર ખાશું અમે નહિ કોઇનો રે
નહિ વેઠી લેશું અપમાન. અમે૦
છેતરાશું નહિ અમે કોઇથી રે
રૂડી વિદ્યાથી આવશે ભાન. અમે૦
બાપુ ગાંધીના બોલ અમે પાળશું રે
નથી રહેવું હવે હેવાન. અમે૦

—ફુલચંદ શાહ

●

૧૪૩

## શુદ્ધિનો યજ્ઞ

યજ્ઞ અમે માંડ્યો રે તનમનની શુદ્ધિ કરવા!
ખાદી ને રેંટિયો ઘરમાં વસાવ્યાં,
દુઃખોનાં દરિયો તરવા. યજ્ઞ૦
દારૂ તાડીને દફનાવી દીધાં,
કેડીમાં જોર રૂડી ભરવા. યજ્ઞ૦
ખોટાં ઘરેણાં ખાડામાં ફેંક્યાં,
ચેપી રોગોથી ઉગરવા. યજ્ઞ૦
સાદા જીવનની લીધી પ્રતિજ્ઞા,
સંતોના પંથમાં ભળવા. યજ્ઞ૦
ગાંધીનાં પ્રેમબાણ હૈયામાં ઝીલ્યાં,
જાત હોમી દેશસેવા કરવા. યજ્ઞ૦

—ફુલચંદ શાહ

●

૧૪૪

## ગાંધીનું શરણ

ગાંધીને શરણે આવો રે, અવસર છે છેલ્લો.
તેના તે ગુણ તમે ગાઓ રે, અવસર છે છેલ્લો.
દારૂને છોડી, તાડીને છોડી,
દૂધ ને છાશ તમે પીજો રે, અવસર છે છેલ્લો.
માંસને છોડી, મચ્છીને છોડી,
ગોળ ને રોટલો ખાજો રે, અવસર છે છેલ્લો.
ભુવાને છોડી, ભૂતડાને છોડી,

રામનું નામ તમે લેજો રે, અવસર છે છેલ્લો.
પરદેશી છોડી, વિલાયતી છોડી,
ખાદીને પ્રેમથી પહેરજો રે, અવસર છે છેલ્લો.
વેરને છોડી, ઝેરને છોડી,
હેત ને પ્રીતથી રહેજો રે, અવસર છે છેલ્લો.
કૂડને છોડી, કપટને છોડી,
સતને રસ્તે રહેજો રે, અવસર છે છેલ્લો.

—અજ્ઞાત

●

૧૪૫

## પીશો મા

તમે પીશો મા, પીશો મા, પીશો મા,
દારવો પીશો મા,
તમે ભડ ભડ ભડ બાળનારો
કે દારવો પીશો મા
તમે પીઓ તો ગોરસ પીજો
કે દારવો પીશો મા
તમે ભડ ભડ ડીલ બાળનારો
કે દારવો પીશો મા
તમે પીઓ તો પ્રેમરસ પીજો
કે દારવો પીશો મા
તમે ભડ ભડ દિલ બાળનારો
કે દારવો પીશો મા
તમે પીઓ તો આમરસ પીજો
કે દારવો પીશો મા
તમે ભડ ભડ ધન બાળનારો

કે દારવો પીશો મા
તમે પીઓ ના રામરસ પીજો
કે દારવો પીશો મા
તમે ભડ ભડ પુણ્ય બાળનારો
કે દારવો પીશો મા

—જુગતરામ દવે

●

## ૧૪૬

## ત્રણુની ટોળી

આપણી ત્રણુ જણાની જોડી,
એને કોઈ શકે નહિ તોડી.
શાહુકાર, જમાદાર,
દારૂનો ઈજારદાર,
ત્રણે થઈને ધારીએ તો,
દુનિયા નાખીએ તોડી;
આપણી ત્રણુ જણાની જોડી.
આપણી ત્રણેની ભાઈબંધી,
એને કોઈ શકે નહિ ખંડી;
બંદુકવાળો, દારૂવાળો,
સોનાના સિક્કાઓ વાળો
ત્રણે થઈને ધારીએ તો
દુનિયા કરીએ અંધી;
આપણી ત્રણેની ભાઈબંધી.
આપણું ત્રણુ જણાનું ગાડું,
એને કોઈ ન આવે આડું;

કલાલિયો, વેપારિયો,
રાજનો-વળી રાજિયો;
ત્રણે થંઇને ધારીએ તો,
ડંકો બધે વગાડીએ;
આપણું ત્રણ જણાનું ગાડું.
આપણી ત્રણ જણાની ટોળી,
એવી જગમાં ન જડે ખોળી;
દારૂદાર, સુડીદાર,
સત્તાધારી સરકાર;
ત્રણ થઇને ધારીએ તો,
કરીએ મોટી હોળી;
આપણી ત્રણ જણાની ટોળી.
—જુગતરામ દવે

●

૧૪૭

## દારૂ પ્રતાપ

દારૂ કરે પાયમાલ, ભાઇ હો !' દારૂ કરે પાયમાલ.
દારૂ પીધાથી ચીતકું ભમે ને, દહાડે તે દિવા દેખાય,
ઊંચેથી આભલું પગમાં પેસે, ને ધરતી સાથે ચડી જાય;
હો ભાઇ રે૦—
દારૂ પીધાથી બુદ્ધિ ભમે છે, ને ઊભું તે ફરતું દેખાય,
ગોદડું ચડી જાણે ઊડયો ગગનમાં, ને ઊંધો ચકરિયું ખાય.
હો ભાઇ રે૦—
દારૂ પીધાથી તનકું તૂટે છે, ને કાળું તે ધોળું દેખાય;
પગમાં આરોટી ધૂળ માથે ચડાવે, ગધેડાને માની ગાય
હો ભાઇ રે૦—

દારૂ પીધાથી સૂઝે છે અવળું, જે ફૂવામાં વસિયલ ગામ;
ઈંદરસભામાં પરીઓને જોવા, ભુસ્કા માર્યો બોલો રામ!'
હો ભાઈ રે૦—

—રમણલાલ સોની

●

૧૪૮

## દારૂ તું છોડી દે ને રે!

દારૂએ ઊંધું માર્યું દારૂડિયા,
દારૂ તું છોડી દેને રે!
તાડી તું છોડી દેને રે! દારૂએ૦
જમીન જમીન વેચી ખાધી, (૨)
ખાતું તો વ્યાજમાંહી ડૂલ્યું દારૂડિયા! દારૂએ૦
હળ બળ વેચી ખાધાં, (૨)
બળદ તો વ્યાજમાંહી ડૂલ્યા દારૂડિયા! દારૂએ૦
ગાડી બાડી વેચી ખાધી, (૨)
જૂસરી તો વ્યાજમાં ડૂલી દારૂડિયા! દારૂએ૦
છાપરી બાપરી વેચી ખાધી, (૨)
પોપરાં તો વ્યાજમાં ડૂલ્યાં દારૂડિયા! દારૂએ૦
પોલિસે વેરમાં પકડ્યો દારૂડિયા!
પૈસામાં ટપલાં મળ્યાં, (૨)
વ્યાજમાં તો જૂંડી ગયો દારૂડિયા! દારૂએ૦
કલાલની ચાકરીમાં ચાલ્યો દારૂડિયા!
ધણી મટી તે ઢોર બન્યો, (૨)
દારૂએ પાજુ તો વાળ્યો દારૂડિયા! દારૂએ૦

●

## ૧૪૯

# દારૂ તારો હંતાડ

દારૂવાળા દારૂ, દારૂવાળા દારૂ, તારો હંતાડ !
પીશો નથી કોઈએ ગાંધીજીના રાજમાં.
માફ કર બાવા એ તારો વેપાર,
પીશે નથી કોઈને ગાંધીજીના રાજમાં. દારૂવાળા૦
તારો દારૂ તો કાતીલ ઝેર રે
તેણે વાળ્યો છે કાળો કેર રે,
ઘેર પોર્યાં ભૂખે મરી જાય. દારૂવાળા૦
ઠેકાં ફોડીને પેટનું કાઢીએ,
જાર ને છાસની ભડકી બનાવીએ,
પીને પડી રહીએ એક વાર. દારૂવાળા૦
ગાંધી બાપુની શીખ અમે માનશું,
અમે ચોખ્ખા મનખ થઈ માલશું,
ગણશું દારૂ ને તાડી હરામ. દારૂવાળા૦

—નર્મદાશંકર પંડયા

●

## ૧૫૦

# દારૂની મોંકાણ

દારવે દારવે દારવે રા.
બધે નાગે કધે એક દારવે !
દારવામાં ડોલ્યે ને ભાન બધે ભૂલ્યે, [૨]
કા કામ આગ મોટી રૂલ્યે રા.—બધે૦

સગે સગેં લડયેં ને જૂદૂં જૂદૂં પડયેં, [૨]
દુઃખ દેખી પૂડી બધે દડયેં રા—બધે૦
દારૂ પીને મરેહે, કામ કુંયારવે કરેહે, [૨]
દીઠી આખો પડીન્યેમાંx ફીરે રા.—બધે૦
સવારનોં ઊઠીને ચાલ્યો જાય પીઠે, [૨]
લાગ દેખી દારવાવાળો લૂંટે રા.—બધે૦
જાત આપડે ગાંડી, મોંકાણ મોટી માંડી, [૨]
તેજ નડી દારવાણે* ઉધાંડી રા.—બધે૦
કનરા દીઠી કએ મનમાં ની રાખે, [૨]
ગુલામ કરી નેંદે એક સાકે રા.—બધે૦

●

૧૫૧

## સારો તું ન કેહું લાગે?

દારૂ છોડી દેજે ઓ જીવરા, સારો તું ન કેહું લાગે?
પીતા માંય જાય બગડી ડીલ રા, સારો તું ન કેહું લાગે?
રાહી ધાંડી ને બેવડો ફૂલ રા, સારો તું ન કેહું લાગે?
ખૂબ પીનારા હોઇ ગિયા ડુલ રા, સારો તું ન કેહું લાગે?
પયહા દેઇને દારૂ પીએ હેર રા, સારો તું ન કેહું લાગે?
જાય બગડી લોઈ દારૂ હોય ઝેર રા, સારો તું ન કેહું લાગે?
એલ્યેવાળાહા એની જાય ધૂળરા, સારો તું ન કેહું લાગે?
હમણે લેજે આતી તેરૂ જૂલ રા, સારો તું ન કેહું લાગે?
દારૂ પીનારા કદિ નાઇ સુખ રા, સારો તું ન કેહું લાગે?

x પરલાઇમાં ● દારની

દમજો કઅઇ રચ દારવા આરે દુઃખરા, સારો તું ન કેહેં લાગે ?
રાજા લોકે ગીયો ચાલી રાજ રા; સારો તું ન કેહેં લાગે ?
મોઠ મોઠા મેવસ્યા ગુઈ લાજ રા, સારો તું ન કેહેં લાગે ?
અહડી અહડી દારૂવા માથાફોડ રા, સારો તું ન કેહેં લાગે ?
યુવક આખે છોડ દારૂ છોડ રા, સારો તું ન કેહેં લાગે ?

●

## ૧૫૨

## દુઉઉ દુઉઉ જાજે દારૂ

દુઉઉ દુઉઉ જાજે દારૂ,
　　માયા ધરમાંય રખે રા!
પેલસે પેલસે જાજે દારૂ,
　　માયા ધરમાંય રખે રા! દુઉઉ૦
આબદા વેડી તું એથી ભારી,
　　મઅચેં વગર મોતે રા!
તું નાંઇ ઓય તો આમ્હે જો દેશમાંય,
　　આમ્હાં સુખમાંય રો'તે રા! દુઉઉ૦
માહાં ને લોઇ ચુહીજ લેદેં,
　　હાડકેં ને ચામડેં રયેં રા!
આમી તેરુ જાતો તું રઅજે,
　　દુઃખી જીવનર કઅયોં રા! દુઉઉ૦
કાળો મૂં કળજે, વળી મા એઅતો,
　　રખે તું ગેતો પાછો રા!
સલામી છેલ્લી કઅઇ તુંને દેંની,
　　આમી મા યેતો પાછો રા! દુઉઉ૦

●

૧૫૩

## બનીને વીર આમ્હા

બનીને વીર આમ્હા જગ ચાલું છું;
મઅહું કા જીવું હું એકજ હેય વિચાર. બનીને૦
મેદાન માંય ચેષ્ઠ તુંમાં આવી જ્યારા;
જોર કલહ હોય તો દેખાડા આમ્હી. બનીને૦
ભુંડાઇ કંઢીને ભલાઈ લે આહું;
ભલાભલા દુશ્મન હટાડી કાઢું છું. બનીને૦
વ્યસન મુળથીજ ખોદી ટાકું છું,
ખોટા ખોટા રિવાજ તાગાડી કાઢું છું બનીને૦
જુગમાંય ચૌદ જે હે ઉદ્ધી નીગેરે.
તહેંજ આમ્હા ચળકી ઉઠું છું. બનીને૦
દુઃખ ભલે યેને સામી છાતીએ,
માર ઘણોજ ખુશીથી વેઠીશ લાડું છું. બનીને૦
જાતિ માટે જીવભી દાહું ખુશીથી,
દુનીયામાંય ડંકો વગાડી જાહું. બનીને૦

—જીવણસિંહ

●

## ૧૫૪

# ભીલોનું ગાંધીગીત

(ભીલોડી ગીતનો ઢાળ)

ગાંધીનાં ગીતાં ગાઓ, ઓ ભીલભાઇ,
ગાંધીનાં ગીતાં ગાઓ

ગાંધીનાં મનખાં[1] થાઓ, ઓ ભીલભાઇ,
ગાંધીના મનખાં થાઓ.

અલક[2]મલકનો માનીતો ગાંધી
મનખાં જેવો પણ દેવ

દરગ[3] સોડી[4] અપુંપ[5] દુઃખીયાંને કાજે
આઇઓ[6] ધરમનો દેવ ગાંધીનાં૰

દુઃખીયાંનાં દુઃખ દેખી કકળી ઊઠે
એનાં કાળજડાંની કળી

ભૂખ્યાંની ભૂખ એને ભરખી જતી
એણે કાયા નાખી દળી ગાંધીનાં૰

ઉંચાનીચાના એને ચાળા ગમે નહિ
નાગા ઉઘાડાને કાજ

ભીલાંને ભાળી લંગોટી વાળી
એણે એવો ગરીબનવાજ ગાંધીનાં૰

ધરમ, દાચ, ને બહાદરીની
નવલી[7] ઝંડી રોપી

વેઠવારા વળી જોરજુલમથી
　　બચાવે ગાંધી ટોપી ગાંધીનાં૦

જીવ મારો નથી, ચોરી કરો નથી
　　ગાંધીવાળા[૮] જો થાઓ

હરો[૯] આઓ નથી,[૧૦] ભાગ પીવો નથી,
　　ઈદારી[૧૧] રમવા ન જાઓ ગાંધીનાં૦

ઉંગળવા પડહે ને ઘુંગળવા[૧૨] પડહે
　　સોરાને[૧૩] ભણવા મેલ્જો

ડગરાં[૧૪] મટીને મનખાં થહો માટે
　　દીકરીના દુકડા[૧૫] ન લેજો ગાંધીનાં૦

બીકણ બલાડાં મટી વનના ઓ વાઘો
　　ઝટ દઈ જાગી જાજો

ડામોર,[૧૬] બાબોર,[૧૭] નીમામ,[૧૮] હંગાડા,[૧૯]
　　હગળા[૨૦] બહાદર થાજો ગાંધીનાં૦

ટોપાવાળાને સલામ કેવી ?
　　જેણે દનિયા બાંધી

એક બડો બાબો રામ છે સાહેબ,
　　બીજા ઠક્કર ને ગાંધી ગાંધીનાં૦

—ઈશ્વરલાલ વૈદ્ય

●

---

૧. માણુસો ૨. દુનિયા ૩. સ્વર્ગ ૪. છોડી ૫. આપણુ ૬. આવ્યો ૭. અવનવી ૮. ભીલો આદી ટોપીવાળાને ગાંધીવાળાને નામે ઓળખે છે. ૯. દારૂ ૧૦. તમાકુ ૧૧. ધાડ પાડવા ૧૨. નહાવું ધોવું પડશે, ૧૩. છોકરાં ૧૪. ઢોર ૧૫. દોકડા ૧૬. ૧૭. ૧૮. ૧૯. કુળોનાં નામ ૨૦. સઘળા

## ૧૫૫

# દેવ ! તારે કાજે

પથ્થર ગારો ને ઝાડવાં પૂજ્યાં પૂજ્યાં પીંપળ પાન
પૂજ્યાં ઉંદરડાં, ગાવડી પૂજી શ્વાનને નીર્યું ધાન
હરિજન તરસ્યો જાણી
પાયું નહિ પાવળું પાણી
ઘૃત સુગંધી ને પુષ્પ ચઢાવ્યાં દીધાં ફળોનાં દાન
દેવ મગાવીને દેગડા મોટા, દુધે કરાવ્યાં સ્નાન.
બળુકાંનાં દુધમાં પાણી
પીડિતાની પીડ ના જાણી.
તારે કાજે મેં તો વાઘા સીવડાવ્યા ને—સોળ ધર્યા શણગાર
મહેલ સમા તારાં મંદિર બાંધ્યાં સાવ સોનાનાં દ્વાર.
ફાટયું બંગી ગોદડું માંગે
બૈરી મારી લડવા લાગે.
તારે કાજે મેં તો કેશ વધાર્યા ને અજાનો લીધો વેશ;
સુરમા ચોરાવ્યાં ગોરમા'રાજોને—ના'પી ગરીબોને ઘેંશ.
એઠું જુઠું માગવા આવે
નોકર મારો લાત લગાવે.
ઉંટ ગધેડાંને પાણી પાવા કાજે બાંધ્યા હવેડા ને વાવ
માનવકુળને ખાસડે માર્યું પૂછ્યો નહિ કંઈ ભાવ.
હરિજન ઉતરે આડો
ભિચારાનો બગડે દહાડો.
પાણામાં પડેલા શોધવા તુજને—આંખ મીંચી ધરૂં ધ્યાન
ઉઘાડી આંખોની સામે ઉભેલો—ભાળું નહિ ભગવાન.

છતી આંખે આંધળા જેવો
મારા જેવો માણુને કહુંવો ?
ગંગા ન્હાયો ગોમતી ન્હાયો—ન્હાયો અડસઠ નીર
હૈયું મારૂં તોયે પથ્થર પેઠે પલળ્યુ નહિ લગીર
પાકા કાળા પાણુકા જેવો
બન્યો મારા દેવના જેવો.

દેવકૃષ્ણ જોષી

●

૧૫૬

## ગાંધી તોરા રાજમાં

ગાંધી તોરા રાજમાં ધોળી ટોપીનો ઘેર—
રૂડો ગાંધીડો.

કપાસ પીલી, રૂને પીંજી પૂણી બનાવશું આજેજી
પૂણી કાંતી સુતર વણીને ખાદી ઓઢશું આજેજી
ગાંધી તોરા રાજમાં ખેડુત કરે છે લહેર—
રૂડો ગાંધીડો.

વિદેશી કાપડ ભૂખે મારે વાપરવું એ શોભે નહિ
ભૂખે મરીને ગુલામ બનીને જંજીરે જકડાવું નહિ
ગાંધી તોરા રાજમાં ગરીબ કરે છે લહેર—
રૂડો ગાંધીડો.

મરદો જેવા મરદો થઇને ગુલામી તમને શોભે નહિ
શૂર બનો આઝાદ બનો સૌ કદી કોઇથી ડરવું નહિ

## ૧૫૭
## રાષ્ટ્રીય ધૂનો

મેરે વતનકી હો ! પ્યારે ભારતકી હો ! જય જય
મેરી મૈયા કી હો ! આઝાદીકી હો ! જય જય

*

યુવાનો ઓ હિંદના સૈનિક બનીને ચાલો !
યુવતીઓ ઓ હિંદની કેસરીઆં પહેરી ચાલો !

*

આગે કદમ ! આગે કદમ ! આગે કદમ !
યારો ફનાના પંથ પર આગે કદમ !
માતા તણા મુક્તિ કદંબે ઝૂલવા,
આગે કદમે ! આગે કદમ ! આગે કદમ !

×

જય જય બોલો ભારતમૈયાનો જયકાર !
જય જય માતૃભૂમિનો બોલો જયકાર.

×

માથું મેલો સાચવવા સાચી ટેકને રે,
સાચી ટેકને રે, સાચી ટેક ને રે–માથું૦

*

મેરે વતનકી જય પ્યારે ભારતકી જય,
બોલો પૂરણ સ્વરાજની જય જય જય.

\+

ડંકો વાગ્યો લડવૈયા શૂરા જાગજો રે !
શૂરા જાગજો રે, કાયર ભાગજો રે—ડંકો૦

*

હિંમત રાખી દારૂને તાડી છોડજો રે !
દારૂ છોડજો રે તાડી છોડજો રે !
હિંમત રાખી,
હાં હાં રે હિંમત રાખી,
હાં હાં રે હિંમત રાખી,
દારૂ ને તાડી છોડજો રે !

×

કાપડ પરદેશી હરામ વસ્તુ વિદેશી હરામ
ગુલામીને અમારા રામ રામ રામ!

×

સોનું સોંઘું પ્રતિજ્ઞા મોંઘી ખૂબ છે રે!
મોંઘી ખૂબ છે રે, મોંઘી ખૂબ છે રે–સોનું.

*

શુરા જીતે સંગ્રામ માથાં મેલી
માથું આપે નાક ન આપે
એ શુરાનાં કામ–માથાં.

×

સહુ ચલો જીતવા જંગ બ્યુગલો વાગે
યાહોમ કરીને પડો ફતેહ છે આગે!

×

મારા બાપુનો સંઘ
મારા બાપુનો સંઘ
ચાલ્યો સ્વરાજ ઘેર લાવવા;

અમે માંડ્યો છે જંગ
અમે માંડ્યો છે જંગ
શાંતિના રણરંગ માણવા

×

હાંરે ધૂન લાગી સ્વરાજ્ય ધૂન લાગી
હાંરે મને મુક્તિની ઝંખના લાગી–સ્વરાજ્ય૦

×

એવા શુરા જીતે સંગ્રામ ભારત કુળદીવા
જેણે બીડી છે હૈયે હામ ભારત કુળદીવા
એણે કીધાં છે અમ્મર કામ ભારત કુળદીવા
એની કીરત ગામે ગામ ભારત કુળદીવા

## પુરવણી

### ૧૫૮

### યરવડા

જીવનનાં મૃદુમીઠાં ઝરણાં પ્રતિપળ જ્યાં સૂકાયે,
આશા મ્લાન વદન જ્યાં રોતા ધરા ધખે નિત હાયે;
એવી ભીતરની કથની!
પૂછો નહિ ભાઈ અને ભગિની!
પાપો લીલાં ચોકી કરતાં ઊભાં નિશદિન દ્વારે,
માનવભાવથી જે ત્યાં સર્વે, ખીલે કુકર્મો ફાલે;
બાળે ભડભડતી ઝાળે,
જુલમની ભઠ્ઠી કાયાને!
એ નરકે તપ તપવા વિચરે કુમકુમ પગલે કોડે,
દેશસેવિકા કોમલ અંગી, આજે થોકે થોકે!
વિલોકે નેણ અધમ તેને,
દીઠેલ રવિએ નહિ જેને!
વહાલભર્યા કર કો માડીના, ગૂંથતા નિત જે વેણી,
વણહોળેલી વિખરાતી તે-આજ વીંખે લટ તેની,
અધમ કો દુષ્ટ અપમાને—
અકથ દઇ ગાળ પ્રતિ વહાણે!
દેવપૂજાનાં કુસુમો ચૂટતાં અંગુલિ લાલ બને જે,
રુધિર ટપકતી કાંટાળાં તે કાથા મૂંજ વણે છે!
રક્તની અંજલિઓ દેતી,
સલૂણી આશા ભરી રે'તી,
ધરતીનું એ દોઝખ જોવા કરુણ કરી ઉર પળજો,
સુની એ મરુભૂમિમાં ત્યાં દૂર થકી નીરખજો—

વીર કંઇ ભારતી જાયાની
વ્યથાઓ મૂંગી ને છાની.

પગની ઘૂંટી ખુલી ન જેની ઝુલ્ફાં મગરૂર શીરે,
વણવસ્ત્રા ને મૂડેલા તે ખેંચે ધીર અધીરે—

કારમી ચક્કીઓ ભારે
પ્રતિપળ જળતા હુંકારે.

છાતી દુઃખે તૂટે અંગો જ્વરથી કાયા કંપે,
અંગુલિથી છો લોહી ટપકે ચક્કી ઘડી ના થંભે—

સડોસડ સોળ ઊંડે અંગે
ભીંજતો લોટ રુધિર રંગે !

ઉષા ખીલે નભ સંગીન રેલે, રંગની હેલી જામે,
'ચક્કી પીસો' 'ચક્કી પીસો' શબ્દે તે લય પામે !

ચક્કીના ઘોરમહોં ઊંડે,
વ્યથાઓ અંતરની ખૂંદે !

હાંક જેની ધરણી ધ્રૂજે ઊડતા જે વણ પાંખે,
વીર્ય અતુલ જે કર દાખવતા તેજ ઝરે જે આંખે,

વહે તે વીર નરક ખાધે
દીન સમ વેણુ કટુ સાંખે,

ઘરડી આંખે કર ધ્રૂજંતો માડીને જે જોતા,
લાકડી ટેકે હીંડે એવા વળી ગયેલા ડોસા,

સતત ત્યાં શિર ભાર વહેતા,
ઠોકરે પડતા અથડાતા !

ઘોમ ધખ્યો મધ્યાહ્ન તપે છો, કરડે પ્રાણ સુકાયે,
ભાલ ટપકતા બિન્દુ વિણુ નહિ જળનું નામ જરાયે,

કાળમીંઢ પથ્થર તે ફોડે,
સળગતી નભ-ચાદર ઓઢે.
કાયા કળતી આંખો બળતી નભ ચડતું ચગડોળે,
તૂટી પડે છો અંગો હેઠાં-ધરતી લેશે ખોળે—
સહોદર હોય ભલે સાથે,
સળગતો સૂરજ કર માથે!
અકળાશો મા: ઉર-ભેદક એ પીર કથા હજી બાકી—
રાષ્ટ્રવીરનો શોણિત રંગ્યો ગળફાંસો ત્યાં કારી
નીરખજો વેણુ કંપિત નેને,
ભરી ઉર શહીદીને ધેને.
એવી શહીદીના વણચૂક્યા અક્ષર ત્યાં જઇ ખાંતે,
ઊકેલજો ધડકંતે હૈયે એકલડા એકાન્તે;
ચૂમજો પગલાં તે શોધી
ધૂળ તે સંઘરજો મોંઘી.
કૈંક જનેતાના લાડીલા, વીર સલૂણા જાયા,
તરુણ અરુણ શા તેજ ભરેલા મૂકી ગયા અહીં કાયા,
ખીલતાં કુસુમો કરમાયાં!
માતને ચરણે હોમાયાં!
સ્વજનો કેરી વસમી છેલ્લી વિદાય કો વર્ણવશે!
કષ્ટ વીંટાયા કર એ નાજુક પીંછી કઇ ચીતરશે?
સુણતાં પથ્થર પણ દ્રવશે!
નીરખતાં વિશ્વ બધું રડશે!
એ શહીદોને કાને કો'એ 'રામ' મંત્ર નહીં ફૂંક્યો,
પાસે કો'એ માર્ગ બતાવા ઘૃત-દીપક નહીં મૂક્યો—

ન કો'એ પિણ્ડ કરે દીધો—
વિસામો કહીંયે નવ કીધો!

એ શહીદોની માતા કેરાં ઉન્હાં આંસુ વ્હોળજો
શેષ રહેલાં અસ્થિ ઉપર ચણજો મંદિર રોજો!—

ભસ્મને ગંગોદક પાજો—
વીરના યશ ઉજ્જ્વલ ગાજો!

એવી બીતર કેરી કથની સૂણતાં હૈયાં તૂટે,
તોય નહિ ત્યાં ધોડાપૂર શાં ધસતાં વહેણો ફૂટે

ટેકીલી હિન્દી જનતાનાં,
જુલમ ને વમળે ઘુમરાતાં!

એવા એ સહુ રાષ્ટ્રવીરની કોઇ દયા નહિ ખાશો,
હૈયે આગ ઊઠે તો જઇને સાથી બની કર સહાશો.

રોકજો અધવચ નીસાસો
વીરને સાથ જ દીલાસો.

—સ્નેહરશ્મી



# શુદ્ધિપત્રક

| ગીત | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૪ | માગે | જાગે |
| ૧૬ | ૪ | આપને | અપને |
| ૩૧ | ૪ | હિસા...રે | હિ સા...રે |
| ૩૬ | ૬ | જને | મુજને |
| ૪૦ | ૨૧ | ઉભ | ઉભા |
| ૪૩ | ૨૯ | ‸, | કે, |
| ૪૫ | ૨૨ | રંગ થકી | તે રંગ થકી |
| ૪૭ | ૨૦ | જગજૂન | જગજૂનાં |
| | ૨૦ | તણુા | ધણુા |
| ૫૦ | ૧૫ | કહો છો | કહે છો |
| | ૨૯ | તે | ને |
| ૫૧ | ૧૭ | થશું | થઈશું |
| ૫૩ | ૧ | આજ | આજે |
| ૫૫ | ૧૮ | ગણુ | ત્રણુ |
| ૫૭ | ૫ | એવી | સેવી |
| ૬૧ | ૮ | શોધી | શોધી લે |
| | ૧૦ | નાહ | નહિ |
| ૬૨ | ૨૨ | આ | આ પરદેશી |
| | ૨૩ | ભારત ભૂમિના | ભરત ભૂમિનો |
| ૭૭ | ૨૨ | ખં | ખંડ. |
| ૮૩ | ૮ | રેલાવનાર | રેલવનાર |
| | ૧૫ | જોવજે | જીવજો |
| ૮૫ | ૧ | પુનિ | પુનિત |
| ૮૬ | ૨ | આમ | અમ |
| | ૧૭ | પાવડીઓ | ગાવડીઓ |

| ગીત | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૭ | ૬ | દેશને | દેશને રે |
| ૮૮ | ૨૩ | ડીવાદી | મૂડીવાદી |
| ૮૯ | ૮ | હ | સિંહ |
| ૯૦ | ૫૮ | ઢ | દોઢ |
| ૯૬ | ૧૯ | સાથીઓ | સાથીઓ સાથે |
| ૯૮ | ૧૧ | પૂણુ | પૂર્ણું |
| ૧૦૨ | ૩ | કરે | કરો |
| | ૬ | રો | કરો |
| ૧૧૩ | ૧૭ | દોણે | દ્રોણે |
| ૧૨૦ | ૧૬ | જુગતરામ | ગિજુભાઈ |
| ૧૨૪ | ૨૫ | સોએ | સૌએ |
| , | ૫૨ | ભાઇઓ રે | ભાઇઓ |
| ૧૨૬ | ૭ | શાન્તિતાં | શાંન્તિનાં |
| ૧૩૩ | ૧૧ | મારો | મારા |
| ૧૩૮ | ૨ | સકટનો | સંકટનો |
| ૧૪૧ | ૨૦ | અમ | એમ |
| ૧૪૩ | ૫ | કેડીમાં | કોડીમાં |
| ૧૪૭ | ૩ | સાથે | માથે |
| ૧૪૮ | ૯ | ડેલી | ડોલી |
| ૧૫૦ | ૮ | દીઠી | દીઠી |

| ગીત | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૭ | ૬ | દેશને | દેશને રે |
| ૮૮ | ૨૩ | ડીવાદી | ચૂડીવાદી |
| ૮૯ | ૮ | હ | સિંહ |
| ૯૦ | ૫૮ | ઠ | દેહ |
| ૯૬ | ૧૯ | સાથીઓ | સાથીઓ સાથે |
| ૯૮ | ૧૧ | પૂણુ | પૂર્ણું |
| ૧૦૨ | ૩ | કરે | કરો |
| | ૬ | રો | કરો |
| ૧૧૩ | ૧૭ | દ્રોણે | દ્રોણે |
| ૧૨૦ | ૧૬ | જુગતરામ | ગિજુભાઈ |
| ૧૨૪ | ૨૫ | સોએ | સૌએ |
| | ૫૨ | ભાઈઓ રે | ભાઈઓ |
| ૧૨૬ | ૭ | શાન્તિતાં | શાંન્તિનાં |
| ૧૩૩ | ૧૧ | મારો | મારા |
| ૧૩૮ | ૨ | સકટનો | સંકટનો |
| ૧૪૧ | ૨૦ | અમ | એમ |
| ૧૪૩ | ૫ | કેડીમાં | કેડીમાં |
| ૧૪૭ | ૩ | સાથે | માથે |
| ૧૪૮ | ૯ | ડેલી | ટોલી |
| ૧૫૦ | ૮ | દીદી | દીદી- |